श्री

# जैन बाळज्ञान सुबोध

पुस्तक पहेलुं.

नीतिदर्शक वाक्यो. इत्यादिक बावीस बोल,
अर्थ सहित. सामायक सूत्र तथा चैत्य-
वंदन अने अर्हत्प्रतिमा वंदन पूजन
विधि इत्यादिकनो संग्रह.

કર્તા.

અધ્યાપક. કેશવલાલ શિવરામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રી જૈન બાળજ્ઞાન વર્ધક સભા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ—"યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ" માં
મી. ચેલાભાઈ નરસિંહદાસ મેહતાએ છાપ્યું.

સંવત ૧૯૫૫. સને ૧૮૯૯

# श्री

# जैन बाळज्ञान सुबोध.

## पुस्तक पहेलुं.

### पाठ १ लो.

---

### मंगळाचरण.

राग कल्याण—ताल दादरो पछी लावणीनी.

શ્રીજીનેશ્વરો, પ્રભુજી કૃપા કરો,
ચરણ શરણ સ્મરણ કરૂં ભવ પિડા હરો. એ ટેક.
ઋષભ[૧], અજીત[૨], સંભવ[૩], અભિનંદન[૪], સુમતિ[૫], પદ્મ[૬], સુપાસ[૭];
ચંદ્રપ્રભુ[૮], સુવિધિ[૯], શિતલજીન[૧૦], આપો અવિચળ વાસ. શ્રી૦ ૧
શ્રેયાંસ[૧૧], વાસુપુજ્ય[૧૨], વિમળજીન[૧૩], અનંત[૧૪], ધર્મ[૧૫] જીણંદ.
શાંતિ[૧૬], કુંથુ[૧૭], અર[૧૮], મલ્લી[૧૯], પ્રભુ મુનિસુવ્રત[૨૦] જીનચંદ શ્રી૦ ૨
નમિ[૨૧], નેમિ[૨૨], ને પાર્શ્વનાથજી[૨૩], મહાવીર[૨૪] મહાવીર;
કર્મ શત્રુ સંહારી શોભો, ચઉદ રાજને શીર. શ્રી૦

જગત ગુરૂછો કેવળ જ્ઞાની, અમે બાળ અજ્ઞાન.
ધર્મ આપનો પ્રભુ ધરાવો, ધરીએ અહનીશ ધ્યાન. શ્રી૦ ૪
મંગળ મહિમા મહિ મંડળમાં, મંગળ કર મહારાજ;
શિવસુત કેશવ નમે નિરંતર, સાથે જૈન સમાજ. શ્રી૦ ૫

---

## पाठ २ जो.

૧ સવારમાં સૂર્ય ઉગ્યાં પેહેલાં ઉઠવું.
૨ માબાપનો વિનય કરવો.
૩ જીનેશ્વર ભગવાનનાં દરશન કરવાં.
૪ પોતાનો પાઠ મોઢે કરવો.
૫ રમતમાં વખત ગાળવો નહી.
૬ નિમેલા વખતે નિશાળે જવું.
૭ નિશાળના વખતમાં નકામી વાત કરવી નહી.
૮ ગુરૂના સામુ બોલી તકરાર કરવી નહીં.
૯ કોઇની પડેલી ચીજ ઉઠાવવી નહીં.
૧૦ કોઇ સાથે ગાળાગાળી કે કજીઓ કરવો નહીં.
૧૧ ભણવાનું પુસ્તક સાચવીને રાખવું બગાડવું નહીં.
૧૨ લુગડાં મેલાં કરવાં નહીં.

---

## पाठ ३ जो.

૧૩ નઠારા છોકરાની સોબત કરવી નહીં.
૧૪ પોતાના ઘરમાંથી પણ માબાપને કહ્યા વિના પૈસા કે કંઈ ચીજ લેવી નહીં.

૧૫ તમાકુ પિવા વિગેરે કાંઇપણ ખોટું વ્યસન કરવું નહી.
૧૬ કોઇ પ્રકારની હઠ લઇને માબાપને કનડવા નહી.
૧૭ નિશાળનું નામ દઇને ક્યાંઈ રખડવા જવું નહી.
૧૮ રાત્રે પણ નકામું રખડવા જવું નહી.
૧૯ પોતાનો નિશાળનો પાઠ કરી વેળાસર સુઈ રહેવું.
૨૦ જુઠું બોલી પોતાનો ગુનો છુપાવવો નહી.
૨૧ કોઈ પ્રાણીને પીડા કરવી નહી.
૨૨ કોઇને માથે જુઠું આળ મુકવું નહી.
૨૩ સ્વારથ વિના નકામો લવારો કરવો નહી.
૨૪ પારકાની વાતમાં પુછ્યા વગર ડહાપણ ડોળવું નહી.
૨૫ સ્વારથી દોસ્તદારનો વિશ્વાસ રાખવો નહી.
૨૬ આપણને મારે એવા જાનવરોની પાસે જવું નહી.
૨૭ દરેક કાર્ય વિચાર કરીને કરવું.
૨૮ સારા કામમાં વિલંબ કરવો નહી.

## પાઠ ૪ થો.

૨૯ વખત ઓળખીને બોલવું.
૩૦ નકામું કોઇને ખોટું લાગે એમ વર્તવું નહી.
૩૧ જ્યાં ઘણા દુશ્મન હોય તે જગાએ જવું નહી.
૩૨ ગાંડા માણસને છેડવો નહી.
૩૪ પોતાના વખાણ પોતે કરવા નહી.
૩૫ શત્રુની પણ નિંદા કરવી નહી.
૩૬ હથીઆર બાંધનાર માણસની મશ્કરી કરવી નહી.
૩૭ ચોરેલી વસ્તુ વેચાથી પણ લેવી નહી.
૩૮ જાણીતો રસ્તો મુકી અજાણે રસ્તે જવું નહી.

૩૯ જુઠી શાક્ષી પુરવી નહી.

૪૦ કામ વગર પારકે ઘેર જવું નહી.

૪૧ કોઈપણ કેફી વસ્તુ ખાવી નહી.

૪૨ કોઇની ચાડી કરવી નહી.

૪૩ ગુરૂ માબાપ અને કોઇપણ મોટા માણસનો અવિનય કરવો નહી.

૪૪ પાણીનો કે દેવતાનો વિશ્વાસ રાખવો નહી.

---

## पाठ ५ मो.

### પ્રશ્નોત્તર.

| | |
|---|---|
| પ્ર૦ સર્વ ધર્મમાં મોટો ધર્મ કયો ? | ઉ૦ દયા. |
| પ્ર૦ સર્વ વૃતમાં મોટુ વૃત્ત કયું ? | ઉ૦ શિયળવ્રત. |
| પ્ર૦ સર્વ મંત્રમાં મોટો મંત્ર કયો? | ઉ૦ નવકાર. |
| પ્ર૦ સર્વ પાપમાં મોટું પાપ કયું? | ઉ૦ વિશ્વાસઘાત. |
| પ્ર૦ સર્વ દાનમાં મોટુ દાન કયું ? | ઉ૦ વિદ્યા. |
| પ્ર૦ સર્વ મિત્રમાં મોટો મિત્ર કયો ? | ઉ૦ ધર્મ. |
| પ્ર૦ સર્વ સુખમાં મોટું સુખ કયું ? | ઉ૦ સંતોષ. |
| પ્ર૦ સર્વ મનુષ્યમાં મોટો માણસ કોણ? | ઉ૦ પરોપકારી. |
| પ્ર૦ સર્વ મનુષ્યમાં મોટો બેવકુફ કોણ? | ઉ૦ નાસ્તિક. |
| પ્ર૦ સર્વ મનુષ્યમાં મોટો કમાઉ કોણ ? | ઉ૦ જ્ઞાન મેળવનાર. |
| પ્ર૦ દરિદ્રિ કોણ ? | ઉ૦ અસંતોષી. |
| પ્ર૦ જાગતો કોણ ? | ઉ૦ વિવેકી. |
| પ્ર૦ વ્હાલામાં વ્હાલું શું ? | ઉ૦ પ્રાણ. |

---

## पाद ६ ठो.

### ચોપાઇ.

#### ગુણીયલ જગમાં એહ ગણાય.

જે જન જ્ઞાન જળે નિત્ય નહાય ગુણીયલ જગમાં એહ ગણાય.
શ્રી પ્રભુજીના જે ગુણ ગાય, ગુણીઅલ જગમાં એહ ગણાય. ૧
કરે સુકરણી જેહ સદાય, ગુણીઅલ જગમાં એહ ગણાણ. ૨
દયા ધર્મ જે થકી પળાય, ગુણીયલ જગમાં એહ ગણાય. ૩
જે સર્વને છે સુખદાય, ગુણીયલ જગમાં એહ ગણાય. ૪
જેથી પરઉપકાર કરાય, ગુણીઅલ જગમાં એહ ગણાય. ૫
પ્રણમે માત પિતાના પાય, ગુણીઅલ જગમાં એહ ગણાય. ૬
પરનારી પડછે નવ જાય, ગુણીઅલ જગમાં એહ ગણાય. ૭
અસત્ય જેહથી નવ ઉચરાય, ગુણીઅલ જગમાં એહગણાય. ૮
શિવ સુત કેશવને સુખદાય, ગુણીઅલ જગમાં એહગણાય. ૯

---

## पाठ ७ मो.

### ચોપાઇ.

#### (જગમાં મોટો મૂર્ખ મનાય.)

જુગટુ રમવા જે જન જાય, જગમાં મોટો મૂર્ખ મનાય;
ચોરી કરવાને જે ચહાય, જગમાં મોટો મૂર્ખ મનાય. ૧
પરનિંદે પોતે નિંદાય, જગમાં મોટો મૂર્ખ મનાય. ૨
સદગુરૂના જે સામો થાય, જગમાં મોટે મૂર્ખ મનાય. ૩

કરિ કુપથ્ય બગાડે કાય, જગમાં મોટો મૂર્ખ મનાય. ૪
કામ જેટલું નહિ કમાય, જગમાં મોટો મૂર્ખ મનાય. ૫
ગાળોદેને ગાળો ખાય, જગમાં મોટો મૂર્ખ મનાય. ૬
ભણ્યું ગણ્યા વિણ ભુલિ જાય, જગમાં મોટો મૂર્ખ મનાય. ૭
ધર્મ તજી ધન દેખી ધાય, જગમાં મોટો મૂર્ખ મનાય. ૮
જો કેશવ જીન ગુણ નવ ગાય, જગમાં મોટો મૂર્ખ મનાય. ૯

## ભુજંગી છંદ.

સૂણો જૈન બંધુ તમે શીખ સારી,
નકી મસ્તી મુકી તમારી નઠારી;
પિતા માતની ભક્તિ એઆણ પાળી,
ભલી જૈન વિદ્યા ભણો ભાગ્યશાળી. ૧

સુબુદ્ધિ બિજા શ્રાવકો પૂત્ર સારા,
તમે તેહને સાથમાં લે તમારા;
નિશાળે નિતે આવવું લાભ ન્યાળી,
ભલી જૈન વિદ્યા ભણો ભાગ્યશાળી. ૨

વિવેકે સિધી પંક્તિ માંહી વિરાજો,
રૂડા ધર્મના ધારી રાખો રીવાજો;
તમે તુચ્છ વાતો તણી ટેવ ટાળી,
ભલી જૈન વિદ્યા ભણો ભાગ્યશાળી. ૩

સદા શુદ્ધ પોતા તણો પાઠ લેવો,
ગુરૂજી સમીપે કરી કંઠ કે'વો:

ભણેલુ ગણી વાળવું વખ્ત ગાળી,
ભલી જૈન વિદ્યા ભણો ભાગ્યશાળી. ૪

રમીને બીજા બાળકો નાં રમાડો,
થશો પંડીતો જો નહી પાઠ પાડો;
ઘટે મૂર્ખતાને મટે ઓશીઆળી,
ભલી જૈન વિદ્યા ભણો ભાગ્યશાળી. ૫

નહી આવડે જ્ઞાન આશાતનાથી,
સુખે શીખશો પુસ્તકો સાચવ્યાથી;
રૂડી ભારતી રીઝશે ભક્તિ ભાળી,
ભલી જૈન વિદ્યા ભણો ભાગ્યશાળી. ૬

મનુષ્યો વિષે મિષ્ટ વાણી વદ્યાથી,
સભામાં તમે સોભશો સભ્યતાથી;
ભુડા દીસીએ ગાળ દેતાં ભૂંડાળી,
ભલી જૈન વિદ્યા ભણો ભાગ્યશાળી. ૭

સદાચાર શીખો સજી સંપ સારો,
વળી વિદ્વતાથી સુધારો વિચારો;
રચી કેશવે આ કવિતા રૂપાળી,
ભલી જૈન વિદ્યા ભણો ભાગ્યશાળી. ૮

# અથ તીર્થંકરના માતાપિતા સહીત નામ.

| નંબર | તીર્થંકરના નામ. | માતાના નામ. | પિતાના નામ. |
|---|---|---|---|
| ૧ | શ્રી ઋષભદેવજી | મરૂદેવી માતા | નાભિ રાજા |
| ૨ | શ્રી અજીતનાથજી | વિજયા માતા | જીતશત્રુ રાજા |
| ૩ | શ્રી સંભવનાથજી | સેના માતા | જીતારી રાજા |
| ૪ | શ્રી અભિનંદનસ્વામી | સિદ્ધાર્થા માતા | સંવરરાજા |
| ૫ | શ્રી સુમતિનાથજી | મંગળા માતા | મેઘ રાજા |
| ૬ | શ્રી પદ્મપ્રભુજી | સુશીમા માતા | ધર રાજા |
| ૭ | શ્રી સુપાર્શ્વનાથજી | પૃથવી માતા | પ્રતિષ્ઠ રાજા |
| ૮ | શ્રી ચંદ્રપ્રભુજી | લક્ષ્મણા માતા | મહુસેન રાજા |
| ૯ | શ્રી સુવિધિનાથજી | રામા માતા | સુગ્રીવ રાજા |
| ૧૦ | શ્રી શિતલનાથજી | નંદા માતા | દ્રઢરથ રાજા |
| ૧૧ | શ્રી શ્રેયાંસનાથજી | વિશ્નુ માતા | વિશ્નુ રાજા |
| ૧૨ | શ્રી વાસુપૂજ્યસ્વામી | જયા માતાં | વસુપૂજ્ય રાજા |
| ૧૩ | શ્રી વિમળનાથજી | શ્યામા માતા | કૃતવર્મ્મ રાજા |
| ૧૪ | શ્રી અનંતનાથજી | સુયસા માતા | સિંહસેન રાજા |
| ૧૫ | શ્રી ધર્મનાથજી | સુવ્રતા માતા | ભાનુ રાજા |
| ૧૬ | શ્રી શાંતિનાથજી | અચિરા માતા | વિશ્વસેન રાજા |
| ૧૭ | શ્રી કુંથુનાથજી | શ્રી માતા | સૂરરાજા |
| ૧૮ | શ્રી અરનાથજી | દેવી માતા | સુદર્શન રાજા |
| ૧૯ | શ્રી મલ્લીનાથજી | પ્રભાવતી માતા | કુંભ રાજા |
| ૨૦ | શ્રી મુનિસુવ્રતસ્વામી | પદ્મા માતા | સુમિત્ર રાજા |
| ૨૧ | શ્રી નમીનાથજી | વપ્રા માતા | વિજય રાજા |
| ૨૨ | શ્રી નેમનાથજી | શીવા માતા | સમુદ્રવિજયરાજા |
| ૨૩ | શ્રી પાર્શ્વનાથજી | વામા માતા | અશ્વસેનરાજા |
| ૨૪ | શ્રી મહાવીરસ્વામી | ત્રિસલા માતા | સિદ્ધાર્થ રાજા |

# અથ વિસાવિહરમાનના માતાપિતા સહીત નામ.

| અંક | વિહરમાનજીનનાનામ. | માતાનાં નામ. | પિતાના નામ. |
|---|---|---|---|
| ૧ | શ્રી સીમંધરસ્વામી | સત્યકી માતા | શ્રેયાંસરાજા |
| ૨ | શ્રી જુગમંધરસ્વામી | સુતારા માતા | સુદ્રઢ રાજા |
| ૩ | શ્રી બાહુસ્વામી | વિજયા માતા | સુગ્રીવ રાજા |
| ૩ | શ્રી સુબાહુસ્વામી | ભુનંદા માતા | નિસઢ રાજા |
| ૫ | શ્રી સુજાતસ્વામી | દેવસેના માતા | દેવસેન રાજા |
| ૬ | શ્રી સ્વયંપ્રભુસ્વામી | સુમંગળા માતા | મિત્રસેન રાજા |
| ૭ | શ્રીઋષભાનંદનસ્વામી | વીરસેના માતા | કીરતી રાજા |
| ૮ | શ્રી અનંતવિર્યસ્વામી | મંગલાવતીમાતા | મેઘ રાજા |
| ૯ | શ્રી સૂરપ્રભસ્વામી | વિજયાવતીમાતા | વિજય રાજા |
| ૧૦ | શ્રી વિશાળસ્વામી | ભદ્રા માતા | નાગ રાજા |
| ૧૧ | શ્રી વજ્રંધર સ્વામી | સરસ્વતી માતા | પદ્મરથ રાજા |
| ૧૨ | શ્રી ચંદ્રાનનસ્વામી | પદ્માવતી માતા | વાલ્મિક રાજા |
| ૧૩ | શ્રી ચંદ્રબાહુસ્વામી | વિજયા માતા | દેવાનંદ રાજા |
| ૧૪ | શ્રી ભુજંગદેવસ્વામી | મહિમા માતા | મહાબળ રાજા |
| ૧૫ | શ્રી ઈશ્વરસ્વામી | જસોદા માતા | ગજસેન રાજા |
| ૧૬ | શ્રી નેમીજીસ્વામી | સેના માતા | વીરસેન રાજા |
| ૧૭ | શ્રી વીરસેનસ્વામી | ભાનુમતી માતા | ભાનુસેન રાજા |
| ૧૮ | શ્રી મહાભદ્રસ્વામી | ઉમા માતા | દેવ રાજા |
| ૧૯ | શ્રી દેવજસાસ્વામી | ગંગા માતા | સર્વભૂતી રાજા |
| ૨૦ | શ્રી અજીતવીર્યસ્વામી | કનીકા માતા | રાજપાળ રાજા |

## અથ ચાર શાશ્વતા જીનના નામ.

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી ઋષભાનનસ્વામી | ૩ | શ્રી વારીખેણસ્વામી |
| ૨ | શ્રી ચંદ્રાનનસ્વામી | ૪ | શ્રી વર્દ્ધમાનસ્વામી |

# અથ વિસ સ્થાનક પદ નામ ગુણ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રીઅરિહંતપદનાગુણ | ૧૨ | ૧૧ | ચારિત્ર પદના ગુણ | ૫ |
| ૨ | સિદ્ધ પદના ગુણ | ૨૫ | ૧૨ | બ્રહ્મચર્ય પદના ગુણ | ૯ |
| ૩ | પ્રવચન પદના ગુણ | ૪૫ | ૧૩ | ક્રિયાપદના ગુણ | ૨૫ |
| ૪ | આચારજ પદના ગુણ | ૩૬ | ૧૪ | તપ પદના ગુણ | ૧૨ |
| ૫ | થિવીર પદના ગુણ | ૧૨ | ૧૫ | ગોયમ પદના ગુણ | ૨૮ |
| ૬ | ઉપાધ્યાય પદના ગુણ | ૨૫ | ૧૬ | જીનપદના ગુણ | ૨૪ |
| ૭ | સાધુ પદના ગુણ | ૨૭ | ૧૭ | સંજમપદના ગુણ | ૧૭ |
| ૮ | જ્ઞાનારાધન ગુણ | ૫૧ | ૧૮ | જ્ઞાનપદના ગુણ | ૫૧ |
| ૯ | દર્શન પદના ગુણ | ૬૭ | ૧૯ | શ્રુતપદના ગુણ | ૮૪ |
| ૧૦ | વિનયપદના ગુણ | ૧૦ | ૨૦ | તીર્થપદના ગુણ | ૪૮ |

# અથ નવ પદ નામ ગુણ સહીત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | અરિહંતના ગુણ | ૧૨ | ૬ | દર્શનના ગુણ | ૬૭ |
| ૨ | સિદ્ધના ગુણ | ૮ | ૭ | જ્ઞાનના ગુણ | ૫૧ |
| ૩ | આચારજના ગુણ | ૩૬ | ૮ | ચારિત્રના ગુણ | ૭૦ |
| ૪ | ઉપાધ્યાયના ગુણ | ૨૫ | ૯ | તપના ગુણ | ૧૨ |
| ૫ | સાધુના ગુણ | ૨૭ | | | |

# અથ બાસઠ માર્ગણાના બોલ લખીએ છીએ.

૧ ગતીચાર ૪
૧ દેવગતિ
૨ મનુષ્ય ગતિ
૩ તિર્યંચ ગતિ
૪ નરક ગતિ
૨ ઇંદ્રિ પાંચ ૫
૧ સ્પર્શ ઇંદ્રિ
૨ રસ ઇંદ્રિ
૩ ઘ્રાણ ઇંદ્રિ
૪ ચક્ષુ ઇંદ્રિ
૫ શ્રોત ઇંદ્રિ
૩ કાય છ ૬
૧ પૃથ્વિકાય
૨ અપકાય
૩ તેઉકાય
૪ વાઉકાય
૫ વનસ્પતીકાય
૬ ત્રસકાય
૪ જોગપન્નર ૧૫
ચાર મનના ૪
૧ સત્યમન જોગ
૨ અસત્યમનજોગ
૩ મિશ્રમન જોગ
૪વ્યવહારમનજોગ

વચનના ૪
૧ સત્યભાષા
૨ અસત્યભાષા
૩ મિશ્રભાષા
૪ વ્યવહારભાષા
કાયાના ૭
૧ ઉદારિકકાયજોગ
૨ ઉદારિક મિશ્ર કાય જોગ
૩ વૈક્રીય કાયજોગ
૪ વૈક્રીય મિશ્ર કાયજોગ
૫ આહારકકાય જોગ
૬ આહારક મિશ્ર કાય જોગ
૭ કારમણ કાય જોગ
૫ વેદ ૩
૧ સ્ત્રિ વેદ
૨ પુરૂષ વેદ
૩ નપુંસક વેદ
૬ કષાય ૪
૧ ક્રોધ
૨ માન
૩ માયા
૪ લોભ
૭ પાંચ જ્ઞાન ને ત્રણ અજ્ઞાન ૫–૩
૧ મતિજ્ઞાન
૨ શ્રુતજ્ઞાન
૩ અવધિ જ્ઞાન
૪ મનપર્યવ જ્ઞાન
૫ કેવળ જ્ઞાન
૧ મતિ અજ્ઞાન
૨ શ્રુત અજ્ઞાન
૩ વિભંગજ્ઞાન
૮ સંજમ સાત ૭
૧ સામાયક
૨ છેદાપસ્થાપનીય
૩ પરિહારવિશુદ્ધિ
૪ સૂક્ષ્મસંપરાય
૫ યથાખ્યાત
૬ દેશવિરતી
૭ અવિરતી
૯ દરશન ૪
૧ ચક્ષુ દરશન
૨ અચક્ષુ દરશન
૩ અવધિ દરશન
૪ કેવળ દરશન
૧૦ લેશ્યા ૬
૧ કૃશ્ન લેશ્યા
૨ નીલ લેશ્યા
૩ કાપોતલેશ્યા
૪ તેજૂ લેશ્યા
૫ પદ્મ લેશ્યા
૬ શુકલ લેશ્યા
૧૧ બોલના ભેદ
૧ ભવ્ય
૨ અભવ્ય
૧૨ સમકીત છ ૬
૧ ઉપસમ
૨ ક્ષયોપસમ
૩ ક્ષાયક
૪ મિશ્ર
૫ સાસ્વાદન
૬ મિથ્યાત્વ
૧૩ બોલના ભેદ ૨
૧ સન્નિ
૨ અસન્નિ
૧૪ ભેદ બે ૨
૧ આહારી
૨ અણહારી
૧૫ બોલે કર્મ આઠ
૧ જ્ઞાનાવરણીકર્મ
૨ દર્શનાવરણીકર્મ
૩ વેદની કર્મ
૪ મોહની કર્મ
૫ આઉખા કર્મ
૬ નામ કર્મ
૭ ગોત્ર કર્મ
૮ અંતરાય કર્મ
૧૬ તત્વ ૯
૧ જીવ તત્વ
૨ અજીવ તત્વ
૩ પુન્ય તત્વ
૪ પાપ તત્વ
૫ આશ્રવ તત્વ
૬ સંવર તત્વ
૭ નિર્જરા તત્વ
૮ બંધ તત્વ
૯ મોક્ષ તત્વ
૧૭ વ્યસન સાત

૧ જુઆરૂં
૨ માંસભક્ષણ
૩ મદિરાપાન
૪ વેશ્યાભોગ
૫ મૃગયા
૬ ચોરી
૭ પરદારાસેવન

૧૮ ગુણઠાણા ૧૪
૧ મિથ્યાત્વ
૨ શ્યાસ્વાદન
૩ મિશ્ર
૪સમકીત
૫ દેશવિરતિ
૬ પ્રમત્ત
૭ અપ્રમત્ત
૮ અપૂર્વકરણ
૯અનિવૃતિબાદર
૧૦સુક્ષ્મસંપરાય
૧૧ ઉપશાંતમોહ
૧૨ ક્ષીણમોહ
૧૩ સજોગી કેવળી
૧૪ અજોગી કેવળી

૧૯ પ્રાણ દશ
૧ ફરશઇંદ્રિ
૨ રસ ઇંદ્રિ
૩ ઘ્રાણ ઇંદ્રિ
૪ ચક્ષુ ઇંદ્રિ
૫ શ્રોત ઇંદ્રિ
૬ મનબળ
૭ વચનબળ
૮ કાયબળ
૯ સાસોસ્વાસ
૧૦ આઉખું

૨૦ પર્યાપ્તિ ૭ ૬
૧ આહાર
૨ શરીર
૩ ઇંદ્રી
૪ સાશોસ્વાસ
૫ ભાષા
૬ મન

૨૧ મહાવ્રત ૫
૧ પ્રાણાતિપાત વીરમણવ્રત
૨ મૃષાવાદ વિરમણ વ્રત
૩ અદત્તાદાન વિરમણ વ્રત
૪ મૈથુન વીરમણ વ્રત
૫ પરિગ્રહ વીરમણ વ્રત

૨૨ શ્રાવકનાં વ્રત ૧૨
૧ થુલપ્રાણાતિપાતવિરમણ
૨ થુલ મૃષાવાદ વિરમણ
૩ અદત્તાદાન વિરમણ વ્રત
૪ થુલ મૈથુન વિરમણ
૫ પરીગ્રહ પરિમાણ
૬ દીશી પરિમણ
૭ ભોગોપભોગ
૮ અનર્થ દંડ
૯ સામાયક વ્રત
૧૦ દેશાવગાસીક
૧૧ પૌષધ
૧૨ અતિથી સંવીભાગ

# अथ सामायक सूत्र.

## अर्थ साहित.

---

## १ अथ नवकार मंत्र सूत्रार्थ.

**નમો અરિહંતાણં;**–અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ.

**નમો સિદ્ધાણં;**–સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ.

**નમો આયરિઆણં;**–આચારજ ભગવાનને નમસ્કાર થાઓ.

**નમો ઉવજ્ઝાયાણં;**–ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ.

**નમો લોએ સવ્વ સાહૂણં;**–લોકની અંદર સર્વ સાધુઓને નમ-[સ્કાર થાઓ.

**એસો પંચ નમુક્કારો;**–એ પાંચ પરમેષ્ટીનો નમસ્કાર.

**સવ્વ પાવપ્પણાસણો;**–સર્વ પાપનો નાશ કરવાવાળો છે.

**મંગળાણંચ સવ્વેસિં,**–વળી સર્વ મંગળીકમાં.

**પઢમં હવઈ મંગલં.** પેહેલું મંગળીક છે.

પદ (૯) સંપદા (૮) ગુરૂ (૭) લઘુ (૬૧) સર્વ વર્ણ (૬૮.)

## २ अथ पंचिंदिअ सूत्रार्थ.

**પંચિંદિય સંવરણો,**–પાંચ ઈંદ્રિઓના વિકારને રોકનાર.

**તહ નવવિહ**–તથા નવ પ્રકારના.

**બંભચેર ગુત્તિધરો;**–શીલવ્રતની ગુપ્તિને ધારણ કરનાર.

**ચઉવિહ કસાયમુક્કો,**–ચાર પ્રકારના કસાયથી છૂટા.

**ઇઅ અઠ્ઠારસ ગુણેહિં સંજુત્તો. ૧** એ અઢારે ગુણે કરીને સહીત.

**પંચમહુવ્વય જુત્તો;**—પાંચ મહાવ્રત યુક્ત. [સમર્થ.
**પંચવિહાયાર પાલણ સમથ્થો,**—પાંચ પ્રકારના આચાર પાળવાને
**પંચસમિઓતિગુત્તો;**—પાંચ સમિતિએ સમિત અને ત્રણ ગુપ્તિએ ગુપ્ત.
**છત્તીસ ગુણો ગુરૂ મઝું.** ૨—એ છત્રીસ ગુણે કરીને સહીત મારા ગુરૂ છે.
પદ (૮) ગાથા (૨) ગુરૂ (૧૦) લઘુ (૭૦) સર્વે વર્ણ (૮૦.)

# ३ अथ इच्छामि खमासमण सूत्रार्थ.

**ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆ-એ**—હે ક્ષમા સહિત સાધુજી શરીરની શક્તિવડે પાપ વ્યાપાર નિ-ષેધ કરીને તુમને વાંદવાને ઈચ્છું છું ( આ પાઠ ઉભા રહી કહેવો )
( પછે પંચાંગ ભૂમિકાએ અડાડતાં )
**મથ્થએણ વંદામિ**—મસ્તકે કરી વાંદુછું ( એમ બોલવું )
ગુરૂ (૩) લઘુ (૨૫) સર્વ વર્ણ (૨૮.)

# ४॥ अथ सुगुरुने शाता सुख पृच्छा. ॥

**ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ ॥ સુખ તપ શરીર નિરા-બાધ ॥ સુખ સંજમ જાત્રા નિર્વહોછોજી ॥ સ્વામી શાતા છેજી ॥ ભાત પાણીનો લાભ દેજોજી. ॥ઇતિ॥**

# (५) अथ इरिया वहि सूत्रार्थ.

( ઉભા થઈ એ હાથ જોડી બોલે )
**ઈચ્છાકારેણ**—ઇચ્છાએ કરીને.
**સંદિસહભગવન્**—ભગવંત આ દેશ આપો.
**ઇરિયાવહિયં પડિક્કમામિ**—માર્ગમાં ચાલતાં જે પાપથાય તેથી હું નિવર્તુ એટલું પડિકમુ ( ગુરૂ કહે પડિક્કમેહ ).

ઇચ્છં–એમજ ઇચ્છું છું (પછી જીન મુદ્રાએ ઉભો રહી યોગ મુદ્રાએ બે હાથ કરી ઇરિયાવહી સૂત્ર બોલે)

**ઇચ્છામિ, પડિક્કમિઉં;**–નિવર્તવા વાંછું છું.
**ઇરિયાવહિયાએ,**–માર્ગમાં ચાલતાં જીવની.
**વિરાહણાએ;**–વિરાધના થઇ હોય.
**ગમણાગમણે;**–જતાં આવતાં.
**પાણક્કમણે,**–વિગળેંદ્રિ જીવ ચાંપ્યો હોય.
**બીયક્કમણે,**–બીજ શાળિપ્રમુખ ચાંપે.
**હરિયક્કમણે,**–લીલી વનસ્પતિ ચાંપી હોય.
**ઓસાઉત્તિંગ,**–ઠારનું પાણી તથા કિડિયારૂં.
**પણગદગ**–પાંચ વર્ણી સેવાળ (નીલ, ફુગ) તથા કાચું પાણી.
**મટ્ટી મક્કડા**–માટી કરોળીયાનાં પડ.
**સંતાણા સંકમણે;**–જાળ; ચાંપ્યા હોય.
**જેમેજીવાવિરાહિયા;**–મેં જે જીવની વિરાધના કીધી.
**એગિંદિયા,**–એકેંદ્રિ [પૃથ્વી, પાણી, અગ્ની, વાયરો, વનસ્પતી.]
**બેઇંદિયા,**–બે ઇંદ્રી [કીડા, અળસીયા, પાણીના પુરા વીગેરે.]
**તેઇંદિયા,**–ત્રણ ઇંદ્રીવાળા [માકણ, કીડી, મંકોડા વિગેરે.]
**ચઉરિંદિયા,**–ચાર ઇંદ્રીવાળા [માંખી, ભમરા, ફુદા.]
**પંચિંદિયા,**–પાંચ ઇંદ્રીવાળા (મનુષ્ય ત્રિંજય વીગેરે જીવોને.)
**અભિહયા,**–સામા આવતા હણ્યા હોય.
**વત્તિયા,**–ધુડે કરીને ઢાંક્યા હોય.
**લેસિયા,**–ભુમી સાથે, ભીંતે ઘસ્યા.
**સંઘાઇયા,**–માંહોમાંહે શરીર મેળવ્યાં હોય.
**સંઘટ્ટિયા,**–એક પાસું ફેરવી પીડા કરી.

**પરિયાવિયા,**–પીટયા એટલે પરિતાપ ઉપજાવ્યા.
**કિલામિયા,**–જેથી કોઇને કીલાંમના ઉપજી હોય.
**ઉદ્દવિયા,**–ઉપદ્રવ કર્યા ત્રસવ્યા હોય.
**ઠાણાઓઠાણં સંકામિયા,**–એક સ્થાનથી બીજે સ્થાનકે મુકયા હોય.
**જીવિયાઓ વવરોવિયા,**–આવખા થકી ચુકાવ્યા.
**તસ્સમિચ્છામિદુક્કડં[૧].**–તે પાપ મિથ્યા, નિષ્ફળ થાઓ.
પદ (૨૬) સંપદા (૮) ગુરૂ (૧૪) લઘુ (૧૩૬) સર્વ વર્ણ (૧૫૦)

---

# (६) अथ तस्स उत्तरीना अर्थ.

**તસ્સ ઉત્તરી કરણેણં,**–તે પાપની વિશેષ સુદ્ધિ કરવાને.
**પાયચ્છિત્ત કરણેણં,**–તે પાપને છેદ કરવાને.
**વિસોહી કરણેણં,**–આત્માને સુદ્ધ કરવાને.
**વિસલ્લી કરણેણં,**–આત્માને માયાદી ત્રણ શલ્ય રહીત કરવાને.
**પાવાણં કમ્માણં,**–પાપ કરમ તેને.

---

૧ ઇરિઆવહીમાં અભિહયાદિદે દશ પ્રકારે પ્રાયશ્ચિ કહ્યું તે જીવના ૫૬૩ ભેદ સાથે ગણીએ ત્યારે ૫૬૩૦ થાય તે રાગ દ્વેષે બમણા કરીએ ત્યારે ૧૧૨૬૦ થાય તે મન વચન કાયાએ ત્રણ યોગે તમણા કરી ત્યારે ૩૩૭૮૦ થાય તે કરવે કરાવવે અને અનુમોદવે એ ત્રણ કરણે તમણા કરીએ ત્યારે ૧૦૧૩૪૦ થાય, તે અતિત ૧ અનાગત ૨ ને વર્તમાન ૩ એ ત્રણ કાળથી ત્રિગુણા કરીએ ત્યરે ૩૦૪૦૨૦ થાય તે અરિહંતસખ્ખિઅં ૧ સિદ્ધસખ્ખિઅં ૨ સાહુસખ્ખિઅં ૩ દેવસખ્ખિઅં ૪ ગુરૂસખ્ખિઅં ૫ અપ્પસખ્ખિઅં ૬ એ ૭ સાખે છગુણા કરીએ ત્યારે ૧૮૨૪૧૨૦ મિચ્છામિદુક્કડં થાય.

**નિગ્ઘાયણઠ્ઠાએ,**–ટાળવાને અર્થે.
**ઠામિકાઉસ્સગ્ગં.**–કાઉસ્સગ્ગ કરૂંછું. ઇતિ,
પદ (૬) સંપદા (૧) ગુરૂ (૧૦) લઘુ (૩૯) સર્વ વર્ણ (૪૯)

---

# (૭) अथ अन्नथ्थ उसासिएणं अर्थ सहित.

**અન્નથ્થ ઉસસિએણં,** અન્યત્ર કહીશું તે ટાળી, શું? ટાળી તે કહેછે, ઊંચો સ્વાસ લેતાં.
**નીસસિએણં,ખાસિએણં,છીએણં,**–નીચોસ્વાસ લેતાં,ઉધરસઆવે. છીંક આવે.
**જંભાઇએણં, ઉડ્ડુએણં, વાય નિસગ્ગેણં,**–બગાસાવડે, ઓડકારવડે, વાયુ સંચયથી.
**ભમલિએ,પિત્ત મુચ્છાએ. સુહુમેહિં અંગસંચાલેહિં,**–ભમ્મર વડે, પિત્તના ઉછાળાથી, અંગના સુક્ષ્મ સંચારથી.
**સુહુમેહિં ખેલ સંચાલેહિં,**–સુક્ષ્મ ઉધરસના ગળવા વડે.
**સુહુમેહિં દિઠ્ઠિ સંચાલેહિં,**–સુક્ષ્મ દ્રષ્ટિના સંચાર વડે.
**એવમાઇએહિં, આગારેહિં,**–આ પૂર્વોક્ત આગાર આદે લેઇને બીજા પણ આગારથી.
**અભગ્ગો,**—સર્વથા અભગ્ન એટલે અણભાગ્યો.
**અવિરાહિઓ,**––થોડો એ ન વિરાધ્યો.
**હુજજ મે, કાઉસ્સગ્ગો.**—એવો કાઉસ્સગ્ગ મુજને હોજો.
**જાવઅરિહંતાણં,–ભગવંતાણં,**—જ્યાં સુધી અરિહંત ભગવાનને.
**નમુક્કારેણં,**—નમસ્કાર કરી એટલે "નમો અરિહંતાણં એવું ઉચ્ચારણ કરી.

**ન પારેમી.**--પારૂં નહી.
**તાવકાય,**--ત્યાં સુધી કાય જે દેહ.
**ઠાણેણં,**--એક સ્થાનકે ઉભો રેહેવે કરી.
**મોણેણં,**--મૌન જે વચન રૂધવે કરી.
**ઝાણેણં,**--ધ્યાન જે ધર્મને વિષે મનનું સ્થિરપણુ તેણે કરી.
**અપ્પાણં વોસિરામિ.**--આપણો (દેહ) વોસિરાવુંછું. ઇતિ.
(બે હાથ ઢીંચણ ઉપર હાથ રાખી બત્રીસ સ્વાસોસ્વાસે ચાર નવકારનો મનમાં કાઉસ્સગ્ગ ચિંતવવો પછી "નમો અરિહંતાણં" પ્રગટપણે કહી પારવો પછી જોગમુંદ્રાએ)

# (૮) अथ लोगस्स अर्थ सहित.

**લોગસ્સ ઉજ્જોઅગરે,**—લોકને ઉદ્યોત કરનાર છે.
**ધમ્મ તિથ્થયરે જીણે;**—ધર્મ તીર્થ જે ચતુર્વિધ સંઘ તેહના પ્રવર્તાવણહાર અને રાગાદિ અંતરંગ વયરી જેણે જીત્યા છે.
**અરિહંતે કિત્તઇસ્સં,**—એવા અરિહંતને નામ લેઇકિર્ત્તિશ વા સ્તવીશ.
**ચઉવિસંપિ કેવલી.॥૧॥**—ઋષભાદિક ચોવીશ તીર્થંકર વર્ત્તમાન કાળે કેવળ જ્ઞાની થયા અપી શબ્દે એરવતાદિક ક્ષેત્રના તીર્થંકર ગ્રહણ કરીએ.
**ઉસભ મજીયંચ વંદે,**—૧ લા શ્રી ઋષભદેવજીને હું વાંદુછું વળી બીજા શ્રી અજીતનાથજીને હું વાંદુછું.
**સંભવ ગભિનંદણંચ સુમઈંચ;**—વળી ૩ જા શ્રી સંભવનાથજીને હું વાંદુછું વળી ચોથા શ્રી અભિનંદન દેવને હું વાંદુછું વળી પાંચમા સુમતિનાથજીને હું વાંદુછું.
**પઉમપ્પહં સુપાસં,**—વળી ૬ ઠ્ઠા પદમ પ્રભુજીને હું વાંદુ

૭ મા સુપાર્શ્વનાથજીને હું વાંદુછું.

**જીણં ચ ચંદપ્પહં વંદે. ॥૨॥**—એ સર્વે જીનછે વળી ૮ મા ચંદ્રપ્રભ દેવને હું વાંદુછું.

**સુવિહિંચ પુફ્ફદંતં,**—વળી ૯ મા સુવિધિનાથજી અને બીજુ નામ પુષ્પદંત છે તેમને હું વાંદુછું.

**સીઅલ સિજ્જંસ વાસુપુજ્જંચ;**—વળી ૧૦ મા સીતલ નાથજીને હું વાંદુછું વળી ૧૧ શ્રેયાંસનાથજીને હું વાંદુછું વળી ૧૨ મા વાસુપૂજસ્વામીને હું વાંદુછું.

**વિમલ મણંતં ચ જીણં.**—વળી ૧૩ વિમળનાથજીને હું વાંદુછું વળી ૧૪ મા અનંતનાથજીને હું વાંદુછું તે સર્વે જીનછે.

**ધમ્મંસંતિંચ વંદામિ. ॥૩॥**—વળી ૧૫ મા ધર્મનાથજીને હું વાંદુછું વળી ૧૬ મા શાંતિનાથજીને હું વાંદુછું.

**કુંથું અરંચમલ્લિં,**—વળી ૧૭ મા કુંથુનાથજીને હું વાંદુછું વળી ૧૮મા અરનાથજીને હું વાંદુછું વળી ૧૯ મા મલ્લિનાજીને હું વાંદુછું.

**વંદે મુણિસુવયં નમિજીણંચ;**—વળી ૨૦ મા મુનિ સુવ્રતસ્વામીને હું વાંદુછું, વળી ૨૧ મા નમી જીનને હું વાંદુછું.

**વંદામિ રિટ્ઠનેમિં,**—વળી ૨૨ મા અરિષ્ટનેમીને હું વાંદુછું.

**પાસ તહ વદ્ધમાણંચ,**— ॥૪॥ ૨૩ મા પાર્શ્વનાથને હું વાંદુછું વળી તીમજ ૨૪ મા વર્દ્ધમાનસ્વામી, જે મહાવીરસ્વામીને હું વાંદુછું.

**એવં મએ અભિથુઆ,**—એ પ્રકારે નામ પૂર્વક સ્તવ્યા.

**વિહુય રયમલા પહીણ જરમરણા;**—રજ તે ઢીલુ કર્મ બંધન, મળ, તે નિકાચિત કર્મ બંધન, એ બે પ્રકારનાં કર્મ બંધન જેણે નાસ કર્યા છે અને જેનાં જરા મર્ણ ક્ષય ગયાંછે.

**ચઉવીસંપિ જીણવરા,**—એ ઋષભાદીક ચોવીસે જીનવર જે

**તિથ્થયરામેપસિયંતુ,**—॥૫॥ તીર્થંકર મુઝને પ્રસન્ન થાઓ.

**કિત્તિઅ વંદિઅ મહિઆ,**—એ ચોવીસે તિર્થંકરને પોતપોતાના નામે સ્તવ્યા. વાંદ્યા. પૂજ્યા.

**જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા;**—જે ત્રણ લોકમાં ઉત્તમ સિદ્ધ થયા.

**આરૂગ્ગ બોહિલાભં,**—તે રોગ રહિતપણુ જીન ધર્મની પ્રાપ્તિ

**સમાહિવર મુત્તમં દિંતુ.**—॥૬॥ સમાધિ જે રૂડુ મનનું સ્વચ્છ પણુ ઉત્તમ પ્રકારનું મુઝને આપો.

**ચંદેસુ નિમ્મલયરા,**—વળી એ ચોવીસ તિર્થંકર ચંદ્રમાથી અત્યંત નિર્મળ છે.

**આઇચ્ચેસુ અહિઅં પયાસયરા;**—અને સૂર્ય થકી અધીક પ્રકાશવંતછે.

**સાગરવરગંભીરા,**—સ્વયંભૂરમણ સમુદ્રની પડે ગંભીરછેતે જીનવર.

**સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ॥૭॥**—સકળ કર્મ ક્ષય કરી સિદ્ધિએ પ્હોચ્યા તે સિદ્ધિ મુઝને દેખાડો આપો. ઈતિ.

પંદ (૨૮) સંપદા (૨૮) ગાથા (૭) ગુરૂ (૨૭) લઘુ (૨૨૯) સર્વવર્ણ (૨૫૬)

# ॥अथ मुहुपतिना ५० बोल अंग सुधाना.॥

**સુત્ર અર્થ તત્વ કરી સદ્દહુ ૧ સમકિત મોહની.૨ મીશ્ર મોહની. ૩ મિથ્યાત મોહની ૪ પરીહરૂં.**

**કામ રાગ ૫ સ્નેહ રાગ ૬ દ્રષ્ટી રાગ ૭ પરીહરૂં.**

**સુદેવ ૮ સુગુરૂ ૯ સુધર્મ ૧૦ આદરૂં;**

**કુદેવ ૧૧ કુગુરૂ ૧૨ કુધર્મ ૧૩ પરીહરૂં,**

**જ્ઞાન ૧૪ દર્શન ૧૫ ચારિત્ર ૧૬ આદરૂં.**

જ્ઞાન ૧૭ દર્શન ૧૮ ચારિત્ર ૧૯ વિરાધના પરીહરૂં,
મનગુપ્તિ ૨૦ વચનગુપ્તિ ૨૧ કાયગુપ્તિ ૨૨ આદરૂં;
મન ડંડ ૨૩ વચન ડંડ ૨૪ કાયં ડંડ ૨૫ પરીહરૂં,

---

## ॥हवे अंगना बोल २५ लख्या छे.॥

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરીહરૂં ડાબે હાથે પડીલેહવા, ભય૪સોગ૫દુગંચ્છા૬પરીહરૂં જમણેહાથેપડી લેહવા

કૃષ્ણલેશ્યા ૭ નિલલેશ્યા ૮ કાપોતલેશ્યા ૯ પરીહરૂં માથા ઉપર પડી લેહવા.

રસગારવ ૧૦ રિદ્ધિગારવ ૧૧ સાતાગારવ ૧૨ પરીહરૂં મોંઢે પડીલેહવા.

માયાશલ્ય ૧૩ નિયાણુશલ્ય ૧૪ મિથ્યાત્વશલ્ય ૧૫ પરીહરૂં. છાતી આગળ પડી લેહવા.

ક્રોધ ૧૬ માન ૧૭ પરીહરૂં. પુંઠે પડી લેહવા. માયા ૧૮ લોભ ૧૯ પરીહરૂં આગળ પડી લેહવા.

પૃથ્વીકાય ૨૦ અપકાય ૨૧ તેઉકાય ૨૨ ની જયણા કરૂં. ડાબે પગે પડી લેહવા,

વાઉકાય ૨૩ વનસ્પતિકાય ૨૪ ત્રસકાય ૨૫ ની રક્ષા કરૂં. જમણે પગે પડી લેહવા.

તે મધ્યે સાધુ શ્રાવકનેં બોલ ૫૦ કહેવા. અને લેશ્યા. ૩ શલ્ય ૩ કષાય ૪ એ દસ સિવાય બોલ ૪૦ સાધ્વી શ્રાવિકાને કહેવા. ઇતિ.

## ॥ करेमिभंत्ते अर्थ सहीत. ॥

**કરેમિભંતે સામાઇયં,**—હે ભગવંત હું સામાયક કરૂંછું

**સાવજ્જં જોગંપચ્ચખ્ખામિ,**—પાપ યુક્ત વ્યાપાર ને ત્યાગ કરૂં છું

**જાવ નિઅમં પજ્જુવાસામિ,**—જ્યાં સુધી નિયમને સેવુ ત્યાં સુધી.

**દુવિહં, તિવિહેણં, મણેણં, વાયાએ, કાએણં**—કરવું નહી, કરાવવું નહિ, મન વચન કાયાએ કરીને.

**ન કરેમિ, ન કરાવેમિ,**—ન કરૂં ન કરાવુ.

**તસ્સ ભંતે, પડિક્કમામિ**—હે ભગવંત હું પડિકમુંછું નિવર્તુછું.

**નિંદામિ ગરિહામિ,**—આત્મ સાખે નિંદુછું અને ગુરૂ સાખે ગ્રહુંછું.

**અપ્પાણં વોસિરામિ.**—આત્માને વોસિરાવું છું. ઇતિ.

## ॥ समाइअवयजुतो अर्थ साहित. ॥

**સામાઇઅ વયજુત્તો,**—સામાયક વ્રત યુક્ત હોય.

**જાવ મણે હોઇનિયમ સંજુત્તો;**—જ્યાં સુધી મનમાં નિયમ સહિત હોય ત્યાં સુધી.

**છિન્નઇ અસુહં કમ્મં.**—છેદે અશુભ કર્મને.

**સામાઇઅ જત્તિઆવારા. ॥૧॥**—સામાયક જેટલી વાર કરે તેટલી વાર.

**સામાઇઅંમિ ઉ કએ,**—વળી સામાયક કરે=કરવાથી.

**સમણોઇવ સાવઓ હવઇ જમ્હા;**—સાધુના સરિખો શ્રાવ હોય જે કારણ માટે.

**એએણ કારણેણં,**—એ કારણ માટે.

**બહુસો સામાઇઅં કુજ્જા. ॥૨॥** ઘણાં ઘણાં સામાયક કરવાં.

સામાયિક વિધિ લીધૂ, વિધિ પારયુ, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય, તે સવીહું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ॥૧॥ દશમનના દશ વચનના બાર કાયાના એવં ૩૨ દોષમાં જે કાંઇ દોષ લાગ્યો હોય તે સવી હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં. ઇતિ.

# ॥ अथ सामायकना ३२ दोष लिष्यते ॥

## मनना दश दोष.

(૧) વૈરી દેખી રીસ કરે (૨) અવિવેક ચિંતવે (૩) અર્થ ન ચિંતવે (૪) મનમાં ઉદ્વેગ ધરે (૫) યશની વાંછા કરે (૬) વિનય ન કરે (૭) ભય ચિંતવે (૮) વ્યાપાર ચિંતવે (૯) ફળનો સંદેહ રાખે (૧૦) નિયાણું કરે.

## वचनना दश दोष.

(૧) કુવચન બોલે (૨) હુંકારા કરે (૩) પાપ આદેશ દીએ (૪) લવારો કરે (૫) કલહ કરે (૬) આવો, જાઓ કહે (૭) ગાળ બોલે (૮) બાલક રમાડે (૯) વિકથા કરે (૧૦) હાંસી કરે.

## कायाना बार दोस.

(૧) આશન ચપળ (૨) ચારે દિશાએ જુએ (૩) સાવદ્ય કામ કરે (૪) આલસ મરડે (૫) અવિનયે બોલે (૬) ઓઠું લેઈ બેસે (૭) મેલ ઉતારે (૮) ખરજ ખણે (૯) પગ ઉપર પગ ચઢાવે (૧૦) અંગ ઉઘાડુ મુકે (૧૧) અંગ ઢાંકે (૧૨) ઉંઘે એ સર્વ મળી બત્રીશ દોષ સામાયકમાં અજતનાથી લાગે છે, તે નિવારવાનો ખપ કરવો એ વિનંતી છે.

# ॥अथ सामायक लेवानी विधि॥

પ્રથમ સુદ્ધ વસ્ત્ર પેહેરી ઉંચે આસને પુસ્તક પ્રમુખ મુકીને શ્રાવક અથવા શ્રાવિકા ચરવલેથી જગ્યા પુંજી કટાસણું પાથરી ઉપર બેસી ડાબા હાથમાં મુહપત્તી મુખ આગળ રાખી જમણો હાથ થાપનાજી સન્મુખ રાખીને એક નવકાર ગણી પંચિંદ્રિય કહી ઇચ્છામિ ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ કહી ઇરિયાવહિઆ તસઉત્તરી અન્નથ્થ ઉસસીંએણ કહી એક લોગસનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઇ ॥ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન ॥ સામાયિક મુહપત્તી પડિલેહું૦ ઈચ્છં એમ કહી મુહપત્તી તથા અંગની પડિલેહણના પચાસ બોલ કહી મુહપત્તી પડિલેહિએ ॥ ખમાસણ દેઈ૦ ઈચ્છા કારેણ સંદિસહ ભગવન સામાયિક સંદિસાહુ ઈચ્છં ॥ ખમા૦ ॥ ઇચ્છા૦ ॥ સામાઈક ઠાઊં ઇચ્છં એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી ॥ ઇચ્છકારી ભગવન પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી વડિલ, કરેમિભંતે કહે ॥ પછી ખમાસમણ દેઈ ઈચ્છા ૦॥ બેસણે સંદિસાહુ ખમા૦ ઈચ્છા૦ બેસણે ઠાઉં ખમા૦ ॥ ઈચ્છા૦ ॥ સઝાય સંદિસાહુ ॥ ખમા૦ ॥ ઇચ્છા૦ ॥ સઝાય કરૂં ॥ ઇચ્છં ॥ એમ કહી ત્રણ નવકાર ગણવા પછી બે ઘડી સઝાય ધર્મ ધ્યાન કરવું ઇતિ૦

# ॥अथ सामायक पारवानी विधि॥

॥ ખમાસમણ દેઈ ॥ ઇરિયાવહિ પડિક્કમિ યાવત

લોગસ્સ સુધી કહી ।। ખમા૦।। ઇચ્છા૦ ।। મુહપત્તી પડિલેહુ કહી મુહપત્તી પડિ લેહી ખમા૦ ઇચ્છા૦ સામાઇક પારૂં ।। યથા શક્તિ ।। વળી ખમા૦ ।। ઇચ્છા૦ ।। સામાયક પાર્યું ।। તહત્તિ કહી પછી જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર થાપી એક નવકાર ગણી "સામાઇય વયજુત્તો" કહીએ ।। પછી જમણો હાથ થાપના સામો સવળો રાખીને એક નવકાર ગણીએ. ।। ઇતિ.

# ।।अथ जगचिंतामणी सहित।।

(ત્રણ ખમાસણ દેઇ)

**ઇચ્છા કારેણ સંદિ સહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ઇચ્છં.**

**જગ ચિંતામણિ જગનાહ,**—જગતના જીવોના મનોવાંછિત પુરવાને ચિંતામણી રત્ન જેવા અને ત્રણ જગતના નાથ.

**જગગુરૂ જગ રખ્ખણ;**—જગતના જીવોને હિતોપદેશ દેવાથી જગતના ગુરૂ અને ત્રણ જગતના રક્ષણ કરનાર.

**જગબંધવ જગસથ્થવાહ,**—ત્રણ જગતના જંતુના મોટા વિવેકવંતભાઈ અને મોક્ષાભિલાષી સાધુ પ્રમુખના સાર્થવાહ,.

**જગભાવ વિઅખ્ખણ,**—જગત્રયના ભાવ જાણવાને વિષે વિચક્ષણ (ડાહ્યા),

**અઠ્ઠાવય સંઠવિઅ રૂવ,**—અષ્ટાપદ પર્વતને વિષે ભરતચક્રવર્ત્તિએ સ્થાપ્યાં છે રૂપ (બિંબ) તે જેહનાં

**કમ્મઠ્ઠ વિણાસણ,**—અષ્ટ કર્મના વિનાસ કરનાર,

**ચઉવિસંપી જીણવરજયંતુ,**—એવા ઋષભાદિક ચોવીસે જીનવર જયવંતા વરતો

**અપ્પડિહય સાસણ. ॥૧॥**—અપ્રતિહત જે કોઈનું હણ્યું જીત્યું ન જાય એવું જેહનું સાસન છે.

**કમ્મભુમિહિં કમ્મભુમિહિં.**—અસિ મષી અને કૃષિ રૂપ કર્મ જીહાં વર્ત્તે છે તેને કર્મ ભૂમિકા કહીંએ તે કર્મ ભૂમિનાં પન્નર ક્ષેત્રને વિષે.

**પઢમ સંઘયણિ,**—પ્રણમ સંઘયણ વજ્રઋષભનારાયચ તેના ધણી એવા
**ઉક્કોસય સત્તરિસય.**—ઉત્કૃષ્ટ પણે એકસો સીતેર
**જિણવરાણ વિહરંતલબ્ભઇ.**—તીર્થંકર દેવો વિચરતા લાભે
**નવ કોડિહિં કેવળિણ.**—નવ કોડિ કેવળ જ્ઞાની માહરાજા.
**કોડિ સહસ્સ નવ સાહુ ગમ્મઇ,**—નવ હજાર કોડિ સાધુ જીનાગમથી જાણીએ.

**સંપઈ જીણવર વીસ મુણિ.**—સંપ્રતિ એટલે હાલથાં શ્રીમંધરસ્વામી પ્રમુખ વીસ જીનવર વિચરતા પામીએ અને મુનિ.
**બિહુ કોડિહિં વરનાણ,**—બે કોડિવર પ્રધાન કેવળ જ્ઞાન ધારક પામીએ
**સમણહ કોડિ સહુસ દુઅ,**—અને શ્રમણ સાધુ બે હજાર કોડિ પામીએ તે સર્વને

**થુણિજય નિચ્ચ વિહાણિ, ॥૨॥**—નિત્ય પ્રભાતે સ્તવિએ.

**જયઉસામી જયઉસામી,**—જયવંતા વર્ત્તો સ્વામી જયવંતા વર્ત્તો.

**રિસહ સત્તુંજ,**—ઋષભ દેવ સ્વામી શ્રી શત્રુંજય તિર્થ ઉપર છે તે
**ઉજિંત પહુ નેમિ જિણ,**—શ્રી ગીરનારજી ઉપર શ્રી નેમીજીન પ્રભુ છે તે જયવંતા વર્ત્તો.

**જયઉ વીર સચ્ચઉરિ મંડણ,**—અને વળી સત્યપુરી એટલે સાચોર નગર તેના આભૂષણ રૂપ શ્રી મહાવીર સ્વામી જયવંતા વર્ત્તે

**ભરૂઅચ્છહિં મુણિસુવય,**—ભરૂઅચ્છ નગરમાં મુનિસુવ્રત સ્વામી જયવંતા વર્તો.

**મુહરિપાસ દુહદુરિઅ ખંડણ,**—મુહરી નગરમાં શ્રીપાર્શ્વનાથ સ્વામી દુખદુરિતનો ખંડણહાર છે તે જયવંતા વર્તો.

**અવર વિદેહિં તિથ્થયરા.**—વળી બીજા વિદેહમાં તિર્થંકર

**ચિહું દિસિવિદિસિ જિંકેવિ,**ચારે દિશાઓ અને ચાર વિદિશાઓ એટલે ખુણાઓમાં જે કોઈ

**તીઆણાગય સંપઇઅ,**—અતીત અનાગત અને વર્તમાન એ ત્રણકાળના

**વંદુ જીણ સર્વેવિ, ॥૩॥**—તે સર્વ જીન તિર્થંકરને હું વાંદુછું.

**સત્તાણ વઇ સહસ્સા, લખ્ખા છપન્ન અટ્ઠ કોટીઓ,**

**બત્તીસય બાસિઆઈં, તિએલોએ ચેઇએ વંદે** ॥૪॥ સતાણું હજાર છપ્પન લાખ આઠ ક્રોડ બત્રીસેનેબ્યાસી એટલે આઠ ક્રોડ સતાવન લાખ બસેને બ્યાસી (૮૫૭૦૦૨૮૨) એટલા ત્રણ લોકમાં ચૈત્ય જે પ્રાશાદ છે તેને હું વાંદુછું.

**પનરસ કોડિ સયાઈં,** પનરસે ક્રોડ.

**કોડિબાયાલ લખ્ખ અડવન્ના,**—બેતાળીશ ક્રોડ અઠ્ઠવનલાખ.

**છત્તીસસહસ અસિઆઈં,**—છત્રીશ હજારનેં એંશી (૧૫૪૨૫૮૩૬૦૮૦

**સાસય બિંબાઇં પણમામિ, ॥૫॥**—એટલા સાસ્વતાજીન બિંબ જીન પ્રાશાદમાં છે તે સર્વ પ્રતે હું પ્રણમુછું. ઇતિ.

## अथ जनकिंची.

**જંકિંચિનામતિથ્થં,**—જે કોઇ નામે તિર્થ.

**સગ્ગે પાયાળિં માણુસ્સલોએ,**—સ્વર્ગમાં પાતાળમાં અને મનુષ્યલોકમાં

**જાઇં જિણ બિંબાઈ,**—જે જિનરાજના બિબ છે.

**તાઈં સવ્વાઈંવિંદામિ.॥૬॥**—તે સર્વ પ્રતે વાંદુ નમસ્કાર કરૂં છું ઇતિ.

(ત્યાં પંચાગ પ્રણામ કરી બે ઢીચણ ભુમિકાએ લગાડી બે હાથે જોગ મુદ્રા કરી શક્રસ્તવ એટલે નમુથ્થુણં બોલવું).

# ॥ अथ नमुथ्थुणं अर्थ सहित ॥

**નમુથ્થુણં અરિહંતાણં,**—નમસ્કાર થાઓ અરિહંતને.

**ભગવંતાણં;**—ભગ શબ્દના ૧૪ અર્થ છે તેમાંથી બાર અર્થ યુક્ત પ્રભુજી છે માટે ભગવંત તે અરિહંત ભગવંત પ્રતે નમસ્કાર થાઓ.

**આઇગરાણં,**—વળી સર્વ તિર્થંકર પોતપોતાને સાસને સિધાંતની આદી કરનાર છે માટે આદિકર.

**તિથ્થયરાણં,**—તીર્થે જે ચતુર્વાધ સંઘ તેહના સ્થાપન કરનાર છે માટે તિર્થંકર.

**સયંસંબુદ્ધાણં;**—ઉપદેશ વિના પોતાની મેળે ધર્મ જાણે છે માટે સ્વયંસંબુદ્ધ.

**પુરિસુત્તમાણં,**—પુરિસજે સર્વ જીવ તે માંહી પરોપકાર ગુણે કરી ઉત્તમ છે માટે પુરિસુત્તમ.

**પુરીસસીહાણં,**—પુરૂષમાં ઉપસર્ગ સહવાને સિંહ સમાન માટે પુરૂષ સિંહ.

**પુરિસવર પુંડરીઆણં**—પુરૂષ માંહી વર પ્રધાન પુંડરીક કમળ સરખા છે.

**પુરિસવર ગંધહથ્થીણં;**—પુરૂષમાં ગંધ હસ્તીજેવા.

**લોગુત્તમાણં, લોગનાહાણં,**—લોકમાં ઉત્તમ, લોકના નાથ.

**લોગહિઆણં, લોગપઇવાણં,**—લોકના હિત કરનાર, લોકમાં દીવા સમાન.

**લોગપજ્જોઅગરાણં**;—લોક પ્રતે પ્રકાશ કરનાર સૂર્ય સમાન.

**અભયદયાણં**,—અભયના આપનાર.

**ચખ્ખુદયાણં**,—અજ્ઞાનીને જ્ઞાનરૂપી ચક્ષુના આપનાર.

**મગ્ગદયાણં**,—કુમાર્ગ મુકાવી મોક્ષ માર્ગના દેનાર.

**સરણદયાણં**,—દુર્ગતીથી ધ્રુજતાને શરણ આપનાર.

**બોહિદયાણં**;—દર્શને કરી ભવ્યજીવને બોધિ (સમકીત)ના આપનાર.

**ધમ્મદયાણં**,—દેશ વિરતિ સર્વવિરતિ એ પ્રકારના ધર્મને આપનાર.

**ધમ્મ દેસયાણં**.—યોગ્યતા જોઇ ધર્મનો ઉપદેશ કરનાર.

**ધમ્મ નાયગાણં**,—પ્રભુજીએ પોતે ધર્મ પાળ્યો અને બીજાને દીધો માટે ધર્મનાયક (ઠાકુર)

**ધમ્મ સારહિણં**,—પોતે માર્ગે રહે અને ઉન્માર્ગે ચાલનારને ધર્મ માર્ગે ચલાવે માટે ધર્મ સારથી.

**ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં**;—ધર્મ ચક્રે ચારગતિનો અંત કરી પંચમી સિદ્ધ ગતિ પામે માટે ધર્મવર ચતુરંત ચક્રવર્ત્તી.

**અપ્પડિહય વરનાણ દંસણ ધરાણ**,—અપ્રતિહત જે ભીંતાદિકે હણાય નહી એવું વર પ્રધાન કેવળ જ્ઞાન અને કેવળ દર્શન તેહના ધારીક માટે અપ્રતિહત વર જ્ઞાન દર્શન ધર.

**વિઅટ્ટછઉમાણં**;—છદ્મ જે જ્ઞાના વરણીયાદિક ચાર ઘાતિ કર્મ્મ વ્યાવૃત નામ નિવર્ત્યાં ક્ષય ગયાં માટે વ્યાવૃત છદ્મ.

**જિણાણં જાવયાણં**—જીન રાગાદિ વયરિને જીત્યાછે અને બીજાને જીતાવનાર માટે જીપક.

**તિન્નાણં તારયાણં**,—જીન પોતે સંસાર સમુદ્ર તરયાછે અને બીજાને તારણહાર છે માટે તારક.

**બુદ્ધાણં બોહયાણં**,—જીન પોતે બુધતત્વના જાણ છે ભવ્ય જીવને તત્વનું જાણપણ કરાવે માટે બોધક.

**મુત્તાણં મોયગાણં;**—જીન પોતે કર્મ્મ બંધનથી મુકાણા છે અને બીજાને મુકાવે છે માટે મોચક.

**સવ્વનુણંસવ્વદરિસીણં,**—સર્વ સુક્ષમ બાદરવસ્તુને જાણે અને સર્વ વસ્તુ પ્રતક્ષ માફક દેખે માટે સર્વજ્ઞ સર્વદર્શી.

**શિવ મયલ મરૂઅ મણંત મખયમવ્વાબાહ મપુણરાવત્તિ સિદ્ધિ ગઇ નામધેયં ઠાણં સંપત્તાણં,**—સર્વ ઉપદ્રવ રહિત અચળ રોગ રહિત અનંત અક્ષય બાધા રહિત ફરીથી જેમને પાછું સંસારમાં આવવું નથી માટે અપુનરાવૃત્તિ ને સિદ્ધિ ગતિ નામ ધારણ કર્યુંછે એવું સ્થાનક પામ્યાછે એવા.

**નમો જીણાણં જિઅભયાણં;**—જીન તીર્થંકર સંસારના ભય જિતનારને મારો નમસ્કાર થાઓ.

**જેઅ અઇઆસિદ્ધા,**—જે અતીત ગયા કાળને વિષે અનંતા સિધ્યા મોક્ષ ગયા.

**જેઅ ભવિસ્સંતિણાગએકાળે;**—વળી જે આનાગત આવતે કાળે અનંતા સિદ્ધ થશે.

**સંપઇઅવટ્ટમાણા,**—વળી સંપ્રતિ વર્તમાન કાળે વર્તમાન ચોવિશીએ ઋષભાદિક થયા અને મહાવિદેહ ક્ષત્રને વિષે વીસ વિહરમાન શ્રી મંધર સામ્યાદિક જયવંતા વર્તે છે.

**સવ્વેતિ વિહેણં વંદામી,** તે સર્વ તિર્થંકર પ્રતે મનવચન કાયારૂપ ત્રિવિધે કરી પંચાંગે વાંદુંછું ઇતિ. (નમુથ્થુણાથી તિવિહેણ વંદામિ સુધી સર્વ અક્ષર) (૨૯૭) તેમાં ગુરૂ (૩૩) લઘુ (૨૬૪) અને જિઅભયાણં સુધી પદ (૩૩) સંપદા (૯)

# ॥ अथ जावंति चेइआइं अर्थ सहित ॥

**જાવંતિચેઇઆઇં,**—જેટલા પ્રાસાદને જીન બિંબછે.

**ઉઢ્ઢેઅ અહેઅ તિરિઅ લોએઅ,**—ઉર્દ્ધ લોકે૧ અધો લોકે ૨ અને તિર્છા લોકે૩.

**સવ્વાઇંતાઇંવિંદે, ઇહસંતોતત્થસંતાઇં. ॥૧॥**—તે સર્વ ઇહાં રહ્યો થકો તિહાં રહ્યાં ભગવંતના ચૈત્યતેપ્રતે હું ભાવ સહિત વાંદુંછું ઇતિ.

(સંપદા (૪) ગાથા (૧) પદ (૪) ગુરૂ (૩) લઘુ (૩૨) સર્વવર્ણ (૩૫) (ઈચ્છામિખમાસણો કહી ખમાસમણ દેવું.)

# ॥ अथ जावंत केविसाहु अर्थ सहित ॥

**જાવંતકેવિસાહુ,**—જે કોઇ ચારિત્રિયા સાધુ.

**ભરહેરવય મહાવિદેહેઅ,**—પાંચ ભરત પાંચ એરવત અને પાંચ મહા વિદેહ એ પન્નર ક્ષેત્રમાં

**સવ્વેસિંતેસીંપણઓ, તિવિહેણ તિદંડ વિરયાણં. ॥૧॥**—મન વચન કાયાએ કરીને મનદંડ વચનદંડ કાયદંડ એ ત્રણથી વિરમ્યા નિવર્ત્યાછે તે સર્વ પ્રતે પ્રણામ નમસ્કાર કરૂંછું. ઈતિ સંપદા (૪) પદ (૪) ગાથા (૧) ગુરૂ(૩) લઘુ (૩૨) સર્વવર્ણ (૩૮)

# ॥ अथ नमस्कार अर्थ सहित. ॥

**નમોઽર્હત સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્ય:**—અરિહંત ૧ સિદ્ધ ૨

---

૧ ઉર્દ્ધ લોકે વૈમાનિકમાં ૮૪૯૭૦૨૩ એટલા પ્રસાદછે તેમાં ૧૫૨૯૪૪૪૭૬૦ જીન બિંબછે અને જ્યોતિષિમાં અસંખ્યાંતાં પ્રાસાદછે તેમાં અસંખ્યતા જીન બિંબછે તે પ્રતે. ૨ અધોલોકે ભવનપતીમાં ૭૭૨૦૦૦૦૦ પ્રાસાદછે તેમાં ૧૩૮૯૬૦૦૦૦૦૦ જીન બિંબછે અને વ્યંતરમાં અસંખ્યાતાં પ્રાસાદે અસંખ્યાતા જીનબિંબ છે તે પ્રતે. ૩ વળી તિર્યગલોકમાં ૩૨૫૯ પ્રાસાદ છે તેમાં ૩૯૧૩૨૩ જીનબિંબછે એટલા સાસ્વતા પ્રાશાદ અને સાસ્વતાં જીનબિંબ અને અસાસ્વતાની કંઇ ગણતરી નથી. તે સર્વ પ્રતે ભાવ૰સહિત વાંદુછું.

આચાર્ય ૩ ઉપાધ્યાય ૪ સર્વસાધુ ૫ એ પાંચે પરમેષ્ટીને મારો નમસ્કાર હો.

# ॥अथ उवसग्गहर स्तवन अर्थ सहित.॥

**ઉવસગ્ગ હરપાસં,**—ઉપસર્ગનો હરનાર પાર્શ્વનામે જક્ષ જેનો સેવક છે એવા.

**પાસંવંદામિકમ્મઘણમુક્કં,**—શ્રી પાર્શ્વનાથજી પ્રભુને હું વાંદુ છું. વળી તે પ્રભુજી કેવા છે? સ્થિતિ આદિએ ઘન નિવડ જે મોહા. દિક કર્મ તેથી મુકાણાછે.

**વિસહરવિસનિન્નાસં,**—દ્રવ્યથી તિર્યંચ સર્પને ભાવથી મિથ્યાત રૂપ સર્પ તેનું વિષ નાસ કરનાર છે.

**મંગલ કલ્લાણ આવાસં. ॥૧॥**—મંગળ અને કલ્યાણનું ઘરછે.

**વિસહર ફુલીંગમંતં,**—"વિષધર સ્ફુલિંગ" નામે અઢાર અક્ષરનો શ્રી પાર્શ્વનાથનો મંત્રછે.

**કંઠેધારેઈ જોસયામણુઓ,**—સદૈવ નિરંતર જે મનુષ્ય કંઠને વિષે ધરે.

**તસ્સ ગહ રોગ મારી,**—તેના પ્રતિકુળ ગ્રહ જ્વરાદિક રોગને મરગી.

**દુઠ્ઠ જરાજંતિ ઉવસામં. ॥૨॥**—જાય તથા ઉપશાંત થાય એટલે તેની પીડા હોય નહી.

**ચિઠ્ઠઉ દુરે મંતો,**—અથવા હે સ્વામી એ તાહારો મંત્ર દૂર વેગળો રહો કેમકે

**તુઝપણામોવિ બહુ ફળો હોઇ,**—તાહારો પ્રણામ પણ ઘણો ફળદાયક હોય તેથી.

**નર તિરિએસુવિ જીવા,**—પરલોકે મનુષ્ય તિર્યંચ ભવમાં ગએલા જીવ નિશ્ચે.

**પાવંતિ ન દુખ્ખ દોગચ્ચં. ॥૩॥**—દુઃખ અને દારિદ્ર ન પામે.

**તુહ સમ્મતે લધ્ધે,**—તારૂં સમ્યક્ત જે તારા ધર્મની આસ્થા પામીતો

**ચિંતામણિ કપ્પપાય વબ્ભહિએ,**—ચિંતામણી કલ્પવૃથી અ-
ધિકછે તેથી
**પાવંતિ અવિગ્ઘેણં,**—નિર્વિઘ્નપણે પામે.
**જીવાઅયરામરંઠાણં ॥૪॥**—અજરામર સ્થાનક જે મોક્ષ સ્થાનક.
**ઈઅસંથુઓ મહાયસ,**—એ પ્રમાણે સ્તવ્યો હે! મહાયશ,
**ભતિબ્ભરનિબ્ભરેણ હિઅએણ,**—ભક્તિને સમૂહે ભર્યું છે મારૂ
ઋદય તેણે કરી.
**તાદેવદિજજ બોહીં,**—તું દેવ આપ્ય બોધિ જે જીન ધર્મની પ્રાપ્તિ.
**ભવે ભવે પાસજિણચંદ. ॥૫॥**—ભવોભવ હે સામાન્ય કેવળિમાં
ચંદ્રમા સમાન શ્રી પાર્શ્વનાથ માહારાજ.

પદ ( ૨૦ ) સંપદા (૨૦) ગુરૂ (૨૧) લઘુ (૧૬૪) સર્વ વર્ણ (૧૮૫).

(મોતી ભરી સીપના સંપૂટને આકારે બે હાથ જોડી એટલે "મુક્તા સુક્તિમુદ્રા" કરી, પુરૂષ કપાળે લગાડી સ્ત્રિ નેત્ર વચ્ચે રાખી જયવિયરાય બોલે).

# ॥ अथ जयवियराय अर्थ सहित. ॥

**જયવિયરાય જગગુરૂ,**—હે જગતના ગુરૂ શ્રીવિતરાગ તું જયવંતોવરત્ય
**હોઉ મમતુહ પભાવઓભયવં,**—હે ભગવંત તારા પ્રભાવથી મુજનેહો
**ભવ નિવ્વેઉ મગ્ગાણુ, સારીઆઇટ્ઠ ફળ સિદ્ધિ ॥૧॥** સંસાર
ઉપર વૈરાગ્ય, માર્ગાનુંસારી સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ મોક્ષ
માર્ગનું ખપ કરવું અને ઇષ્ટ જે વાંછેલા ફળની સિદ્ધિ.
**લોગ વિરૂદ્ધચ્ચાઓ,**—લોક વિરૂદ્ધ કર્તવ્ય જે પરનિંદા, અભક્ષ દે-
વદ્રવ્ય ભક્ષણ ચોરી પ્રમુખનો ત્યાગ.

**ગુરૂ જણપુઆપરથ્થ કરણંચ,**—માતાપિતા શેઠ વિદ્યાચાર્ય ધર્માચાર્યદિની પૂજા ભકિત ને આપદાને વિષે ઉપકારનું કરવું વળી.

**સુહ ગુરૂ જોગો તવ્વયણં,**—શુદ્ધ પરૂપક કાળ પ્રમાણે ક્રિયાના ખપી જે સદગુરૂ તેનો જોગ તથા તેમના વચનની.

**સેવણા આભવમખંડા.**—સેવનાતે આરાધવાની આસ્થા જ્યાં સુધી સંસારમાં રહુ ત્યાં સુધી અખંડ હોજો. ("મુક્તા સુક્તિ મુદ્રા" એ, બે હાથ મુખ આગળ લાવવા પછી.)

**વારિજ્જઇ જઇવિનિઆણ બંધણ,**—નિઆણાનું બાંધવું નિષેધ્યું છે જો પણ.

**વીઅરાય તુહ સમયે,**—હે શ્રી વીતરાગ તારા સિદ્ધાંતમાં.

**તહવિ મમહુજ્જ સેવા,**—તોપણ મુજને હોજો સેવા.

**ભવે ભવે તુહ્મ ચલણાણં. ॥૩॥**—ભવોભવ તમારા ચરણકમળની.

**દુખ્ખ ખ્ખઓ કમ્મખ્ખઓ,**—શરીર અને મન સંબંધી દુઃખનો ક્ષય તથા આઠ કર્મનો ક્ષય.

**સમાહિ મરણંચ બોહિલાભોઅ,**—સમાધિ મરણ વળી બોધિ જે જીન ધર્મની પ્રાપ્તિ.

**સંપજ્જઓ મહુએઅં,**—મુજને એટલાં વાનાં સંપજો થાઓ.

**તુહનાહ પણામ કરણેણં. ॥૪॥**—હે નાથ તારા પ્રણામ કરવાથી.

**સર્વ મંગલ માંગલ્યં,**—સર્વ મંગળીમાં ઉત્કૃષ્ટ મંગળીક છે.

**સર્વ કલ્યાણ કારણં,**—સર્વ કલ્યાણનું કારણ છે.

**પ્રધાનં સર્વ ધર્માણં,**—સર્વ ધર્મમાં પ્રધાન છે જીવદયા મૂળ ભણી.

**જૈનંજયતિ શાસનં. ॥૫॥**—જીનસાસનતે જીનરાજની આજ્ઞા જય

વંતી વરતો     ઈતી સંપદા. ( ૨૦ ) ગાથા (૫) પદ (૨૦) ગુરૂ ( ૧૯ ) લઘુ (૧૭૨) સર્વ વર્ણ (૧૯૧) (ઉભા થવું.)

# अथ अरिहंत चेइआणं अर्थ सहित.

**(પગથીજીન મુદ્રા કરી જોગ મુદ્રાએ હાથ જોડી બોલવું.)**

**અરિહંત ચેઈઆણં,-કરેમિકાઉસ્સગ્ગં;**--અરિહંતની પ્રતિમા નિમિત્ત કાઉસ્સગ્ગ કરૂંછું.(શા વાસ્તે)

**વંદણ વત્તિઆએ,**-- ત્રિધા શુદ્ધિ પ્રણામનું કરવું તેવંદન તેના ફળને અર્થે.

**પુઅ વત્તિઆએ,**--પુષ્પ ચંદનાદિક પુજાનું કરવું તેના ફળને અર્થે.

**સક્કાર વત્તિઆએ,**--વસ્ત્ર આભરણાદિ પૂજાનું કરવું તે સત્કાર તેના ફળને અર્થે.

**સમ્માણ વત્તિઆએ,**--પ્રભુજીને સ્તવન સ્તોત્રે કરી સ્તવવું તે સન્માન તેના ફળને અર્થે.

**બોહિલાભ વત્તિઆએ,**--જીન ધર્મની પ્રાપ્તિ તે બોધિ લાભ તેના ફળને અર્થે.

**નિરૂવસગ વત્તિઆએ;**--નિરૂપસર્ગ જે મોક્ષની પ્રાપ્તિના ફળને અર્થે.

**સદ્ધાએ,**--શ્રદ્ધાએ કરૂંછું બળાત્કારે નહીં.

**મેહાએ,**--મેધા એ જે રૂડા માઠાનો ફળાફળ જાણી કરૂંછુ, વિવેક સહિત અવિવેકે નહીં.

**ધિઈએ,**--સંતોષે કરી કરૂછું તે લોભે અથવા રાગે દ્વેષે નહીં.

**ધારણાએ,**--અરિહંતના ગુણ હૃદયથી અણવિસારતો કરૂછું શુન્ય હૃદયથી નહીં

**અણુપેહાએ,**—અરિહંતના ગુણ વારંવાર ચિંતવતો કરછું બીજું કાંઈ ચિંતવતો નહીં.

**વઢ્ઢમાણિએ,**—એ શ્રદ્ધાદિક પાંચ બોલે વૃદ્ધિવંતા થાય એવા કારણે કરી. (ચઢતે ભાવે)

**ઠામિકાઉસ્સગ્ગં.**—કાઉસ્સગ્ગ કરૂંછું.

સંપદા(૩) પદ(૧૫) ગુરૂ(૧૬)લઘુ(૭૩) સ.(૮૯)("અન્નથ્થ ઉસસીએણંથી અપાણં વોસિરામી" સુધી કહી હાથ હેઠા રાખી એક નવકારનો આઠ સાસોસ્વાસ પ્રમાણે કાઉસ્સગ્ગ ચિંતવવો એટલે ૧નવકાર મનમાં ગણવો પછી પ્રગટ "નમોઅરિહંતાણં" એટલું પદ કહી પારી જોગ મુદ્રાએ હાથ જોડી નમોર્હત સિદ્ધાચાર્યો ઇત્યાદિક નમસ્કાર કહી એક થોય) સ્તુતી (કહેવી).

# अथ कल्लाणकदंनी स्तुति [ थोय ]

**કલ્લાણ કંદં પઢમં જિણંદં,**—સુખવૃદ્ધિના મૂળ એવા પ્રથમ જીનેંદ્ર ઋષભ દેવજી પ્રતે.

**સંતિંતઓ નેમિજિણં મુણિંદં;**—અને શ્રી શાંતિનાથ પ્રતે ત્તવાર પછી મુનિઓના ઈંદ્ર શ્રી નેમિ જીનેશ્વર તે પ્રતે.

**પાસંપયાસં સુગુણિક્કઠાણં,**—પાર્શ્વનાથ, જે ત્રણ ભૂવનને વિષે પ્રકાશના કરનાર વળી જ્ઞાનાદિ ગુણનું એક સ્થાનક એવા.

**ભત્તીઇ વંદે સિરિ વદ્ધમાણં,**—શ્રી વર્દ્ધમાન સ્વામી પ્રતે ભક્તિએ વાંદુંછું.

**ઈતી ચૈત્યવંદન વિધિ સહિત સમાપ્ત.**

# ॥श्री अरिहंत प्रतिमा वंदन तथा पूजन विधि॥

ન્હાવાને ઠેકાણે કિડીઓનાં નઘરાં (દર) તથા લીલ-ફુલ વિગરે જીવની ઉત્પત્તિ હોવી ન જોઇએ. તથા પાણી ઢોળવાથી જીવ ઉત્પન્ન થવાનો સંભવ પણ ન હોય, એવે ઠેકાણે પાટલે બેસીને ઉના મીઠા પાણીએ ન્હાવું. ન્હાતાં શરીર શુદ્ધ થાય તેના કરતાં વધારે પાણી ઢોળવું નહીં. ન્હાતા વડીનીતી કરવાનું(ઝાડે ફરવાનું)વસ્ત્ર પહેરવું નહીં. ન્હાવાનું પંચિઉં જુદું રાખવું. ન્હાયા પછી રૂમાલ વતી શરીર શાફ કરીને પૂજાનું જુદુ સ્વચ્છ વસ્ત્ર રાખેલું હોય તે, પહેરવુ. અને એક સાડી(એકવડું આતરી વાળા વસ્ત્રનું)ઉત્તરાસણ કરવું. અને આઠ પડો મુખકોષ બાંધી વિધિ પુર્વક જીનરાજના દેરાસરમાં પ્રવેશ કરી અનુક્રમે યતના સહિત જીનરાજને મોરપિંછી પોથો વાળાકુંચી ન્હવણ અને અંગલુહણાં કરવાં; ત્યાર પછી ધુપ, અગર, કેસર અને અખંડ ફુલ વિગરેથી જીનરાજની દ્રવ્ય પુજા કરવી. કેસરમાં જમણા હાથની અનામીકા (ટચલી આંગળીની પાસેની આંગળી.)નું ટેરવું નખને કેસર અડે નહીં એવી રીતે બોળી નિરમળ ચિતે પ્રભુજીના નવે અંગે પુજા કરવી તે નીચે પ્રમાણે.—

દોહરા.

અંગુઠે પુજા કરતાં—

જળ ભરી સંપુટ પત્રના, જુગળીક નરપૂજંત;<br>
ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજળ અંત. ૧

ઢીંચણે—જાનુ બળે કાઉસ્સગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ,
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનું નરેશ. ૨
કાંડે—લોકાંતિક વચને કરી, વરસ્યાં વરસી દાન;
કર કાંડે પ્રભુ પૂજના, પૂજો ભવી બહુ માન. ૩
ખભે—માન ગયું દોય અંસથી, દેખી વિર્ય અનંત
ભુજા બળે ભવજળ તર્યા, પુજો ખંધ મહંત. ૪
મસ્તકે—સિદ્ધ સલ્લા ગુણ ઉજળી, લોકાન્તે ભગવંત;
વસિયા તિણ કારણ ભવી, શિર શિખા પુજંત. ૫
કપાળે—તિર્થંકર પદ પુન્યથી, તિંહુઅણ જન સેવંત;
ત્રિભોવન તિલક સમાપ્રભુ, ભાલ તિલક જયવંત. ૬
કંઠે—સોળ પહોર પ્રભુ દેશના, કંઠ વિવર વરતુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તિણે ગળે તિલક અમુલ્ય. ૭
હૃદરે—હૃદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોષ,
હિમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ. ૮
નાભિ—રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિશ્રામ;
નાભિ કમળની પૂજના, કરતાં અવિચળ ધામ. ૯
હાથજોડીને—
ઉપદેશક નવ તત્વના, તેણે નવ અંગ જીણંદ;
પુજો બહુ વીધ રાગથી, કહે સુભ વીરજીણંદ.

એ રીતે નવ અંગ પુજવાં તેમાં પ્રથમ જમણું અંગ પૂજ્યા પછી ડાબુ અંગ પુજવું. વળી સિદ્ધચક્રજીમાં અરિહંતાદિક નવપદની અનુક્રમે પૂજાકરી મંગળીકને અર્થે અષ્ટ મંગળ કેસરથી આલેખવાં. પછી મંડપમાં—

# स्वस्तिक अथवा साथिओ.

જીનભુવનમાં સ્વસ્તીક અથવા સાથીઓ નિચે પ્રમાણે અક્ષત (ચોખા) થી પુરવો.



આ સાથીઆમાં ચાર પાંખાંને ચાર ગતિ—મનુષ્ય, દેવ, તિર્યંચ, નારકી—ના સૂચક સમજવાં, ઉપરના ત્રણ બિંદુને ત્રણ રત્ન--જ્ઞાન, દર્શન, ચારિત્ર,—સમજવાં અર્ધ ચદ્રાકાર ચિન્હ તે ઉર્ધ્વસ્થાન—શિદ્ધશિલ્લા, કે મુક્તિ સ્થાનનું સૂચક છે.

આ સ્વસ્તીકપુરી માગવાનું કે—હે! ત્રિલોકનાનાથ આ ચાર ગતીમાંથી મને મુક્ત કરી, જ્ઞાન, દર્શન ને ચારિત્ર રૂપ દાન દઇ અજરામર સ્થાન—મોક્ષસ્થાન—પામવા શક્તિમાન કર.

આ સાથીઓ ચૈત્યવંદન કર્યા પહેલા અક્ષત (ચોખા) થી પુરી નૈવેદ ફળ પ્રમુખથી અગ્રપૂજા કરવી. પછી ભાવપૂજા તે ચઈત્યવંદન કરવું.

# अथ दस त्रीक प्रमुख विशेष विधि.

૧ સાવદ્ય વ્યાપાર નિષેધાર્થે જીન ભુવનને પહેલે બારણે પ્રવેશ કરતાં મનવચન કાયાએ ઘરનો વ્યાપાર ત્યાગ કરવા રૂપ નિંસિહિ કહેવી. (૧) ગભારે પ્રવેશ કરતાં જીનરાજના દેરા સંબંધી વ્યાપાર ત્યાગ કરવા રૂપ બીજી નિસિહિ બોલવી. (૨) ચૈત્ય વંદન કરવાને અવસરે જીનરાજની દ્રવ્ય પુજા ત્યાગ કરવા રૂપ ત્રીજી નિસિહિ બોલવી. (૩)

૨ મુળનાયકજીને જમણા ભાગથી સંસારના ભવ ભ્રમણ ટાળવા રૂપ જ્ઞાન દર્શન ચારિત્ર આદરવા રૂપ ભાવનાએ ત્રણ પ્રદક્ષણા દેવી.

૩ બે હાથ દસ નખ જોડી મસ્તકે લગાડે તે પ્રથમ અંજળીબદ્ધ પ્રણામ ૧ અરધી કાયાનો ઉપરનો ભાગ નમાડે તે બીજો અરધાં વતન અથવા અર્ધ વિનિત પ્રણામ (૨) બે જાનુ (ઢીંચણ) બે હાથને મસ્તક એ પાંચ અંગને ભૂમીકાએ અડાડી નમવું: તે ત્રીજો પંચાંગ પ્રણામ, (૩) અથવા સર્વત્ર ભૂમી આકાશ મસ્તકાદીક પ્રણામ કરવાને અવસરે ત્રણ ત્રણ વાર અંજળી બદ્ધ આદી પ્રણામ કરવો તેને પણ પ્રણામત્રીક કહીએ.

૪ પ્રથમ અંગ પુજા તે કેસર ચંદન પુષ્પાદીકે થાય બીજી અગ્ર પુજા તે નૈવેદ પ્રમુખે કરી થાય અને ત્રીજી ભાવપુજા તે સદગુણ સ્તુતિ પ્રમુખે કરી થાય. એમ દ્રવ્ય પુજા ગંધ માલ્ય અધિવાસ ધુપ અને દીપ એ પાંચ પ્રકારથી અથવા જળ, ચંદન, પુષ્પ, ધુપ, દીપ, અક્ષત, નૈવેદ, ને ફળ એ આઠ પ્રકારે થાયછે. વળી સત્તર ભેદે

એકવીશ પ્રકારે તથા એકસોને આઠ પ્રકારે પણ થાયછે.

૫ પ્રથમ છદમસ્થ અવસ્થા ત્રણ પ્રકારે.

નવણ અરચાદીક અવસરે જીનરાજની જન્માવસ્થા ભાવવી માળા ધારાદીકે રાજ્યાવસ્થા ભાવવી અને જીનરાજને કેશ રહીત દેખીને સાધુ (શ્રમણ) અવસ્થા ભાવવી.

વળી જીનરાજને અષ્ઠ મહાપ્રાતીહાયાંદીકે વિરાજીત જોઈને બીજી કેવળી અવસ્થા ભાવવી, ( ૨ )

પદ્માસને તથા કાઉસ્સગધ્યાને જોઇને જીનરાજની ત્રીજી સિદ્ધ અવસ્થા ભાવવી. ( ૩ )

૬ ઉંચું, નીચું, વાંકુ, એ ત્રણ દીશાએ જોવુ નહીં અથવ પાછળ, જમણુ, ડાભું, એ ત્રણ દીશા તરફ જોવાનું છાંડવું. એટલે કેવળ જીનરાજના મુખ સામી દ્રષ્ટી સ્થાપવી. આડું અવલું જોવું નહીં.

૭ ચૈત્યવંદન કરવાને સ્થાનકે ઉત્તરાસણના છેડાથી ત્રણવાર પગ સ્થાપિવાની ભુમી પુંજવી.

૮ સ્તુતિ ચૈત્ય વંદનાદિકમાં -હ્રસ્વ દીર્ઘ અક્ષરો રહ્યા છે તેનું તથા સંપદા પ્રમુખનું શુદ્ધ ઉચ્ચારણ રૂપ આલંબન રાખવુ તે વર્ણાલંબન કહીએ. (૧)

સ્તુતિ દંડકાદિકના અર્થનું ચિંતવન રાખે તે રૂપ આલંબન તે અર્થાલંબન કહીએ.(૨)

જીન પ્રતિમાદીકના સ્વરૂપનું આલંબન રાખે તે પ્રતિમાલંબન કહીએ. (૩)

૯ બે હાથની આંગળીઓ પરસ્પર એકબીજાને અંતરે રાખી કમળના ડોડાને આકારે હાથ જોડી બે કુણીઓ પેટ ઉપર સ્થાપીએ તે પ્રથમ "જોગમુદ્રા" કહીએ.

પગની વચ્ચે અંગુઠા પાસે ચાર આંગળ, અને પાનિયો પાસે ચાર આંગળથી કાંઇક ઓછું અંતર રાખી ઉભા રેહેવું તે બીજી "જીનમુંદ્રા" કહીએ.

મોતીએ ભરેલી છીપના પડા સરિખા ગરભ્ભિત આકારે બે હાથ જોડવા, તે ત્રીજી "મુક્તાસુક્તિ મુંદ્રા કહીએ.

જયવિરાય કરતી વખત પુરૂષ, "મુક્તાસુક્તિ મુંદ્રા"એ બે હાથ જોડી કપાળ વચ્ચે રાખે, અને સ્તનાદિ અવયવની પ્રગટતા ન થાય માટે સ્ત્રી, બે નેત્ર વચ્ચે હાથ અડાડે.

પંચાંગ પ્રણામ તથા શક્રસ્તવાદિક (નમોથ્થુણં વિગરે) નું ઉચ્ચારણ કરતી વખત "જોગમુંદ્રા" કરવી, બીજી અરિહંત ચેઇઆણું કાઉસ્સગને વાંદણાના પાઠ ઉચ્ચારણ કરતી વખતે "જીનમુંદ્રા" કરવી, ત્રીજી જાવંતી ચેઇઆએ ઇત્યાદિક ત્રણ પ્રણિધ્યાનના પાઠનો ઉચ્ચારણ કરતી વખત "મુક્તાસુક્તિ મુંદ્રા" કરવી.

૧૦ પ્રથમ પ્રણિધ્યાન ચૈત્યવંદના સ્વરૂપ "જાવંતિ ચેઇઆંએ", બીજુ પ્રણિધ્યાન મુનીવંદના સ્વરૂપ "જાવંત કેવીસાહુ," અને ત્રીજુ પ્રણિધ્યાન પ્રાર્થના સ્વરૂપ તે "જયવિયરાય,"અથવા સમસ્તં ચૈત્યવંદનાદિકને વિષે શુભ પ્રવર્તન રૂપ મન વચન કાયાની એકાગ્રત્તા તેજ મુખ્ય પ્રણિધ્યાન હોય ઇતિ દશત્રિક,

# पांच अभिगम.

૧ જીનરાજના ભુવનમાં પ્રવેશ કરતાં કુસુમ ફળઆદિ જે સચિત દ્રવ્ય પોતાના અંગ આશ્રીત હોય તે પાસે ન રાખવું બહાર મુકવું. નાણા વસ્ત્ર ઘરેણાઆદિ અચિત દ્રવ્ય હોય તે પાસે રાખવું. ૨ મનની એકાગ્રતા રાખવી. ૩ એક સાટીક (એક પને એકવડુ ઉત્તરાસન નાંખવું. ૪ અને જીન રાજને વેગળેથી દેખી અંજળીબદ્ધ પ્રણામ કરવો. ૫ એ પાંચ અભિગમ વળી રાજાદિકને ખડગ, છત્ર, ચાખડી, મુગટ ને ચામર એ પાંચ રાજચિન્હ બહાર મુકીને જીનભુવનમાં પ્રવેશ કરવો તે રૂપ પણ પાંચ પ્રકારે અભિગમ (જીન ભુવનને વિશે પ્રવેશ કરવાની વિધિ) છે.

મુળનાયકજીથી પુરૂષ, જમણી દીશાએ રહીને અને સ્ત્રી, ડાભી દીશાએ રહીને જીનરાજને વાંદે.

મુળનાયકજીથી ઉત્કૃષ્ટ એટલે ઘણામાં ઘણું સાઠ હાથનું અને જઘન્ય એટલે થોડામાં થોડું નવ હાથનું તથા મધ્યમ દસથી ઓગણસાઠ હાથ સુધીનું “અવગ્રહ” એટલે અંતર રાખી ચૈત્યવંદન કરવું. વળી ઘરદેરાસર પ્રમુખમાં ઓછામાં ઓછું અરધો હાથ પણ મુળનાયકજીથી વેગળા રહી ચૈત્યવંદન કરવાનું શાસ્ત્રમાં કહ્યુંછે.

જ્ઞાનદર્શન ચારિત્રનો લાભ તેનું શાતન નામ ખંડવું તે આશાતના કહીએ. શાસ્ત્રમાં જીનભુવનને વિષે ઉત્કૃષ્ટી

ચોરાશી અને જઘન્ય દશ આશાતના ટાળવાની કહીછે. તે-માંની બાળકોને સમજવાને વાસ્તે દશ આશાતના નિચે લખીએ છીએ.

તંબોળ તે સોપારી નાગરવેલના પાન પંચ સુગંધી પ્રમુખનુ ખાવું. (૧) પાણી પીવું, (૨) ભોજન તે અશનાદિ ચાર અહારનું કરવું. (૩) ઉપાનતે ચાખડી પ્રમુખનું પહેરવું. (૪) મૈથુન તે કામ ચેષ્ટા (૫) સયન તે સુઇ રહેવું, (૬) થુંકવું. (૭) માત્રુ કરવું. (૮) ગુરૂ સંખ્યાનું કરવું. (૯) જુગાર રમવું. (૧૦) એ દસ આશાતના જગતના નાયકના પ્રાસાદ મધ્યે તથા પ્રાસાદની ભૂમીકા જગતી ત્યાંથી ટાળવી. ઇત્યાદિક ઘણી પ્રકારની વિધિ જીનશાસ્ત્રમાં બતાવેલી છે. તે આગળ શાસ્ત્ર અભ્યાસ કરવાથી સમજવામાં આવશે. ઇતિ.

## अथ चैत्यवंदन .

### માલિની છંદ.

સકલ કુશલ વલ્લિ: પુષ્કરાવર્ત મેઘો
દૂરિત તિમિર ભાનુ: કલ્પ વૃક્ષોપમાન:
ભવજલનિધિપોત: સર્વ સંપત્તિ હેતુ:
સંભવતુ સતતંવ: શ્રેયસે શાંતિનાથ:

## श्री चोवीस जीननुं चैत्यवंदन.

પદ્મ પ્રભને વાસુપુજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભને સુવિધિનાથ, દો ઉજ્વળ લહીએ. ૧

મલ્લીનાથને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા;
મુનિ સુવ્રતને નેમનાથ, દો અંજન સરિખા. ૨
સોળે જીન કંચન સમાએ, એવા જીન ચોવીસ;
ધીર વિમળ પંડિતતણો, જ્ઞાન વિમળ કહે શિષ્ય. ૩ ઇતિ.

## समकितना स्तवननी बीजी ढाळ.

વિમળાચળ નિતુ વંદીએ; એદેશી

જગનાયક જીનરાજને, દાખવિયે સહી દેવ;
મુકાણા જે કર્મથી, સારે સુરપતી સેવ. જગ. ૧
ક્રોધ માન માયા નહી, નહી લોભ અજ્ઞાન;
રતિ અરતિ વેદેનહિ; છાંડયાં મદ સ્થાન. જગ. ૨
નિદ્રા શોક ચોરી નહી, નહીં વયણ અલીક;
મચ્છર ભયવધ પ્રાણનો, નકરે તે હેકીક. જગ. ૩
પ્રેમ ક્રીડા ન કરે કદી, નહીં નારી પ્રસંગ;
હાસ્યાદિક અઢારએ, નહીં જેહને અંગ. જગ. ૪
પદ્માસન પૂરી કરી, બેઠા અરિહંત;
નિશ્ચળ લોયણ તેહનાં, નાસાગ્ર રહંત. જગ. ૫
જિનમુદ્રા જિનરાજની, દીઠા પરમ ઉલ્લાસ;
સમકિત થાયે નિર્મળું, તપે જ્ઞાન ઉજાસ. જગ. ૬
ગતિ આગતિ સહુ જીવની, દેખે લોકાલોક,
મનપર્યાય સવિ તણા, કેવળ જ્ઞાન આલોક- જગ. ૭
મૂર્તિ શ્રી જીનરાજની, સમતા ભંડાર;

શીતળ નયણ સુહામણાં, નહીં વાંક લગાર. જગ. ૮
હસત વદન હરખે હૈયું, દેખી શ્રી જીનરાય;
સુંદર છબી પ્રભુ દેહની, શોભા વરણી ન જાય. જગ. ૯
અવર તણી એહવી છબી, કિહાં એમ દીસંત;
દેવ તત્વ એ જાણીએ. જિનહર્ષ કહંત. જગ૦ ૧૦

# आप स्वजावनी सज्झाय.

આપ સ્વભાવમાંરે, અબધુ સદા મગનમેં રેહેના:
જગત જીવહે કરમાધીના, અચરિય કછુઅન લીના. આપ. ૧
તુમ નહી કેરા કોઇ નહી તેરા, કયા કરે મેરામેરા;
તેરાહે સો તેરી પાસે, અવર સબે અનેરા. આપ. ૨
વપુ વિનાશી તું અવિનાશી, અબહે ઈનકુ વિલાસી;
વપુ સંગ જબ દુરનીકાશી, તવ તુમ શિવકા વાસી. આપ. ૩.
રાગનેં રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમુ ઉનકુ દુર કરીસા, તબ તુમ જગકા ઇસા. આપ. ૪
પરકી આસા સદા નિરાસા, એહે જગ જન પાસા,
તે કાટનકુ કરો અભ્યાસા, લહો સદા સુખ વાસા. આપ. ૫
કબહિક કાજી કબહીક પાજી, કબહીક હુઆ અપભ્રાજી;
કબહીક જગમેં કીરત ગાજી, સબ પુદ્ગલકી બાજી. આપ. ૬
શુદ્ધ ઉપયોગનેં સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકુ દૂર નિવારી, જીવ વરે શિવનારી. આપ. ૭ ઇતિ

---

## पंच परमेष्टीनी आरती.

જયદેવ જયદેવ, જય જય જગ ત્રાતા; (પ્રભુ)
પારંગત પિતુ માતા, તું ભગની ભ્રાતા. જયદેવ. ૧
આદેશ્વર સ્વામી, છો અંતરજામી (પ્રભુ)
વિશ્વ સકળ વિસરામી, (૨) ગીરૂઆ ગુણ ગ્રામી. જય. ૨
જીનવર જયકારી, અત્યંત ઉપકારી (પ્રભુ)
શાંતિ શાંતિ સુખકારી, (૨) નરનારી તારી. જય દેવ. ૩
અરિહા આવિકારી, ભગવત્ બ્રહ્મચારી (પ્રભુ)
પસુના પ્રાણ ઉગારી (૨) નેમતજી નારી. જય દેવ. ૪
નર નિરજર જાતી, પાર્શ્વ ગુણો ગાતી; (પ્રભુ)
જરા ન્હુવણથી જાતી (૨) ખટ દર્શન ખ્યાતી. જય દેવ. ૫
વર્દ્ધમાન વાણી, જગ સુખકર જાણી (પ્રભુ)
શુણી ભાવે ભવિપ્રાણી (૨) વરીયા શિવરાણી. જય દેવ. ૬
એ પરમેષ્ટી પંચે, નમતાં અઘ નાસે (પ્રભુ)
સકળ વિઘન સંહારી, (૨) વસિએ શિવ વાસે. જય દેવ. ૭
ગુરૂ ઉદ્યોત પશાય, જીન પદકજ રંગે (પ્રભુ)
શિવ સુત કેશવ વંદે (૨) જૈન સભા સંગે. જય દેવ-૮

---

## મંગળ દીવો.

દીવોરે દીવો મંગળીક દીવો,
આરતી ઉતારોને બહુ ચિરંજીવો;

સોહામણા ઘેર પર્વ દીવાળી,
અમર ખેલે અબળા બાળી;
દેપાળ ભણે એણે કળે અજુઆળી,
ભાવે ભકતે વદન નિહાળી;
દેપાળ ભણેજેણે એણે કળીકાળે,
આરતી ઉતારી રાજા કુમારપાળે;
અમ ઘર મંગળીક તમ ઘેર મંગળીક,
મંગળીક ચતુરવિધી સંઘમાં હોજો દીવો.

॥ ए ६ ० ॥ ॐ नमः सिद्धं. ॥

स्वर.

अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः

व्यंजन.

कखगघङ चछजझञ टठडढण तथदधन
पफबभम यरलव शषस हळक्षज्ञ





# જાહેર ખબર.



સર્વે જૈન વિદ્યાવૃદ્ધિ વાંચ્છનાર સજ્જનોને ખબર આપવામાં આવેછે કે આ પુસ્તક નિચે લખેલે ઠેકાણેથી મળશે.

શ્રી જૈન બાળજ્ઞાન સભામાંથી. ઠે. ઘાંચીની પોળ.

અધ્યાપક. કેશવલાલ શિવરામ પાસેથી. ઠે. ફતાસાની પોળ. જૈનશાળા નબર ૧ લો.

## સૂચના.

શ્રીજૈન બાળજ્ઞાન વર્ધક સભાને લગતી એક જૈન વિદ્યાશાળા ઘાંચીની પોળમાં સ્થાપેલી છે. ત્યાં સર્વે જૈની બાળકોના કુમળા અને શુદ્ધ મન ઉપર ધર્મ શ્રદ્ધાનો પટ પૂર્ણ બેસે અને આગળ અન્ય દર્શનીઓના સમાગમથી સત્ય જૈનધર્મ ઉપર અભાવ ન ઉત્પન્ન થાય એવા હેતુથી ધર્મ સંબંધી કેળવણી આપવાની સારી સઘવડ રાખી છે. માટે સર્વે જૈનબંધુઓ પોતાના બાળકોને સાંજના ૬ થી ૮ વાગ્યા સુધી ત્યાં મોકલવાની તસ્દી લેશો. ફી બીલકુલ લેવાની નથી. વળી ગરીબને ભણવાને પુસ્તક પણ મફત આપવામાં આવશે.